# सुनांबाइ सुतारण.

## एक वारता.

ભાગ ૧ લો.

રચનાર.

આત્મારામ નારણજી ત્રવાડી ભાવનગરવાળા.
ચતુરસિંહ પ્રવાસ વગેરેના કર્ત્તા.

હરિગીત છંદ.

જગમા સુયશ પ્રસરાવવા, ગુણવાન માંહ્ય ગણાવવા,
જુગતી વિશેષ જણાવવા કિલ્લો સુકીર્ત્તિ ચણાવવા;
જો હોય હિંમત હૃદય તો પડ બ્હાર ને ધર ધીર તું,
સમશેર ધર સમશેર ધર સમશેર ધર શુરવીર તું.

આવૃત્તિ પેહેલી.

નડિયાદ મધ્યે.

“ સત્યસાગર ” પ્રિન્ટિંગ પ્રેસમાં છાપી
પ્રસિદ્ધ કર્યું.

સંવત ૧૯૪૫——સને ૧૮૮૯

કિંમત દસ આના.

૩૭૫૮

# सुनांबाइ सुतारण.

## एक वारता.

### ભાગ ૧ લો.

રચનાર.


**આત્મારામ નારણજી ત્રવાડી ભાવનગરવાળા.**

**ચતુરસિંહ પ્રવાસ વગેરેનો કર્ત્તા.**


**હરિગીત છંદ.**

જગમાં સુયશ પ્રસરાવવા, ગુણવાન ગાંઠ્ય ગણાવવા,
જુગતી વિશેષ જણાવવા કિલ્લો સુકીર્ત્તિ ચણાવવા;
જો હોય હિંમત હૃદય તો પડ બ્હાર ને ધર ધીર તું,
સમશેર ધર સમશેર ધર સમશેર ધર શુરવીર તું.


આવૃતિ પેહલી.

**નડિયાદ મધ્યે.**

**"સત્યસાગર" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપી**

**પ્રસિદ્ધ કર્યું.**

સંવત ૧૯૪૫——સને ૧૮૮૯

**કિંમત દસ આના.**

# અર્પણ પત્રિકા.

મારા સજ્જન ગ્રાહકો જેણે આ પુસ્તકના હેંડબીલ ઉપરથીજ ગ્રાહક થઇ મને ઘણું ઉત્તેજન આપ્યું છે, જેણે મારી આ અદના કોશીશ ઉપર ઉમળકાની નજર નાંખી યથાશકિત નકલો ભરી ભરાવી મને કિંમતી મદદ આપી છે અને જેણે મારા આ પુસ્તકની સામટી નકલોનો ઉઠાવ થવામાં પોતાનો ઉદાર હાથ લંબાવ્યો છે, એવા સઘળા મારા મદદનીશોને આ પુસ્તક તેમની પ્રીતિની નિશાની દાખલ અર્પણ કરવાની રજા લઉં છું.

ભાવનગર તા. ૧ મે સને ૧૮૮૯

આત્મારામ નારણજી ત્રવાડી.

ગ્રંથકર્ત્તા.

# પ્રસ્તાવના.

મારા કેટલાક ઉત્સાહી મિત્રોની ભલામણથી આ પુસ્તક લખવું મેં શરૂ કર્યું છે. અગર જોકે આ વારતા નીતિ, સુબોધ અને ચાનક આપનારી છે. મારા ધારવા પ્રમાણે તે કાંઈક વધારે લાંબી થશે. તોપણ તે દરેક વાંચનારને પુરી વાંચવાને ખાસ આકર્ષણ કરશે એવો મને ભરૂસો છે. આ વારતા પારસી સંસારી તરીકે લખવી શરૂ કરી છે તેમાં હું એક હિંદુ લખનાર હોવાથી કદાચ ફેરફાર આવે તો સુજ્ઞ વાંચનાર ક્ષમા કરશે. બનતાં સુધી આ વારતાને સાદી અને સેહેલી ભાષામાં લખવી શરૂ કીધી છે કારણ કે તે પારસી બાંધવોને વાંચવામાં પણ રસદ થઇ પડે. વળી તે રસીલી થાય તો તેનું સ્વાભાવિક લંબાણ કંટાળો નહીં પણ આનંદ આપનાર થઇ પડે. આ પેહેલા ભાગને માટે મેં રાખેલી વકી કરતાં વધારે મદદ મળી છે તેથી એવા મદદ આપનાર સાહેબોનો ઉપકાર માનવામાં આવે છે અને અરજ કરવામાં આવે છે કે, આ વારતાના એક પછી એક બહાર પડનાર ભાગોને વાસ્તે એટલાજ ઉત્સાહથી મદદ આપવા કૃપા કરશો. તા. ૧—૫—૮૯

લી૦ સેવક.

આત્મારામ.



# પ્રભુ પ્રાર્થના.

## પદ.

" નાથ કૈસે ગજકો બંધ છોડાગો. " (એ રાગ)

પ્રભુ પદ પંકજ છે સુખકારી, ભયટાળે ભજનથી ભારી;—(ટેક) ૧

વિશ્વંભર વરદાયી સ્વયંભુ, સચરાચર વ્યાપારી;
દિન દુ:ખ ટાળક પાપ પ્રજાળક, પાળક સૌ નર નારી. પ્રભુ૦ ૨

અજરામર સુખકર પરમેશ્વર, અખિલ ભુવન હિતકારી;
જળ સ્થળ પર્વત વૃક્ષ વાટિકા, તેજ વાયુ કૃતિ સારી. પ્રભુ૦ ૩

દયાસિંધુ દિનબંધુ જગતમાં, વસ્તુ વિશેષ વધારી;
વિશ્વ વિષે વ્યાપક વિશ્વેશ્વર, સર્વ લીએ છે સુધારી. પ્રભુ૦ ૪

દિન જનની પ્યારી એ દોલત, સર્વ સ્થળે સુખકારી;
ભજનથકી ભવ તાપ નિવારે, બહુ વિધ જાઉં બલિહારી. પ્રભુ૦ ૫



# सुनांबाइ सुतारण.

## ( એક વારતા. )

## પ્રકરણ ૧ લું.

### મારી માની છાની વાત.

મારી નાનપણુની યાદદારત જોડે મારાં ભલાં અને માયાળુ માબાપની વ્હાલ ભરી અને મમતાળુ રીતોનું આબેહુબ પ્રતિબિંબ મારા અંતઃકરણુમાં મજબુત ચોંટેલું છે. અગર જોકે તેઓ ગરીબ હતાં પરંતુ અમારા આખા કુટુંબનું ગુજરાન ઘણી આબરૂ સાથે ચલાવતાં હતાં. મારો બાપ એક રોજંદાર સુતાર તરીકે કામ કરતો હતો અને મને મળેલા અનુભવ ઉપરથી તથા મારી યાદદાસ્તમાં ઠસેલી કેટલીક હકીકત ઉપરથી હું ખાત્રીથી કહું છું કે, તે અતિ દ્રઢ, શાંત સ્વભાવવાળો અને ઉદ્યોગી હતો. મારી ઉપર તે અત્યંત હેત રાખતો હતો તે માનવાને મારી પાસે પુરતાં કારણો છે. અમો તેનાં બાળ બચ્ચાંઓના સુખની મેહેનતુ શોધ પાછળ ને પોતાના સઘળા સુખનો ભોગ આપવામાં ઢીલ કરતો નહીં, તે વિષે મને જરાપણુ શક નથી. ટુંકામાં એટલુંજ કહેવું બસ છે કે, અમારૂં ગરીબ કુટુંબ અમખા ભાવનગર શેહેરમાં ઘણું સુખી ગણાતું હતું મારી

મા એક કોમળ અંગવાળી ખુબસુરત ઓરત હતી. સુંદર અને કાળાવાળ સહીત તેણીનો જરા પીળાશ પડતો ચેહેરો અગર જોકે તદન શોકાતુર તો નહીં પણ થોડો ચિંતાતુર દેખાતો હતો. વળી તે પણ મને યાદ છે કે, તેણીના દાંતો ઘણા મજબુત નાજુક અને હારબંધ હતા. તેણીને પોતાના દાડમની કળી સરખા દાંતો સાચવવાની ટેવ હોવાથી અમો તેણીનાં સઘળાં બાળકોને—અમારા દાંતોની એવીજ સંભાળ રાખવાનો આગ્રહ કરતી. મારી મા ખુબસુરતીમાં જેમ ચડીયાતી હતી તેમ અક્કલમાં પણ હતી. અમો તેણીનાં નિખાલસ બાળકોના શુદ્ધ અંતઃકરણમાં તેણીના ઉમદા વિચારોનું આબેહુબ પ્રતિબિંબ પાડવાના શુભ હેતુથી તેણીનાં બોધક વાકયો અમારા મગજમાં વારંવાર ઠસાવતી તથા તેણીના ઉમદા વિચારોપર દોરવાને સદા ઉત્કંઠા ધરાવતી. આવે પ્રસંગે ઘણી વેળા મારો બાપ તેની ઓરતના શુભ હેતુથી સંતુષ્ટ થઇ મંદમંદ હસતો. પાડોસીઓ મારી માને એક સદગુણી સ્ત્રી તરીકે ઘણા માનથી આવકાર આપતા અને વખતો વખત તેણીની ઉમદા સલાહ પુછતા હતા; એટલુંજ નહીં પરંતુ તે ભલમનસાઈના બદલામાં તેઓએ તેણીનું નામ " સદગુણી સુતારણ " રાખેલું હતું.

એતો ખરૂં છે કે, મને, મારા ભાઇઓને, તથા મારી બેહેનોને ઉમદા કેળવણી આપીને ઉછેરવામાં મારી માએ બનતી મેહેનત લીધી હતી. તેણીએ અમોને લખતાં વાંચતાં સારી રીતે શીખવ્યું. ગણિત, ઇતિહાસ અને ભૂગોળવિદ્યાનો યોગ્ય અનુભવ કરાવ્યો અને વળી તે સાથે ઘર સંસારી રીતોથી પણ સંપુર્ણ વાકેફગાર બનાવ્યાં. મારા ભાઈઓને ખાનગીઅભ્યાસ સાથે કેટલુંક સુતાર કામ શીખવવા-

માં મારા બાપનો થોડો વખત તેણી રોકતી હતી અને મને તથા મારી બેહેનોને રાંધવું,સીવવું અને ઘરનાં રાચરચીલાં ગોઠવવાં વગેરે ગૃહધર્મથી વાકેફગાર કરવામાં તેણી જાતે મેહેનત કરતી હતી. આજે હું મારી આ ટુંક હકીકત લખવાને કાંઈક શકિતવાન થઇ છું તે એ મારી ભલી માનો રૂડો પ્રતાપ છે. તેણીના અલ્પ પ્રસાદ વડે હું લેશ શકિત બતાવવાને મેદાન પડવા શીખીછું. એ ભલી સ્ત્રીનાં વાવેલાં બીજથી હમેશાં ઉમદા ફળ ઉતારવાની આશા ધરાવનાર કોઇ માણસને કદી નિષ્ફળ થવાનો સંભવ નહોતો એક ગરીબ રોજંદાર સુતારની ઓરત તરીકે તેણીની સ્થીતિનો વિચાર કરતાં તેણી ઘણીજ ચડીયાતી હતી અને અમોને ઉમદા જ્ઞાન આપી સંપૂર્ણ રીતે કેળવ્યાં એજ તેણીની ઉમદા શકિતની ખાત્રી લાયક સાબીતી તેમ બીજી નિશાળોનો ખર્ચ પુરો પાડવા શકિતવાન નહીં હોવાથી, તેણી પોતાની કાબેલીયતનો ઝરો અમારે માટે ખુલ્લો મુકી તેણીનું ઉમદા જ્ઞાન અમોને આપતી અને તે નિખાલસ તથા પવિત્ર આનંદમાં તેણી મગરૂર રહેતી હતી.

આવી સરસ રીતે અમોને કેળવણી આપવામાં તેણી એટલો પ્રયત્ન કરતી હતી તેને માટે મારો બાપ તેણીના પ્રત્યે ઘણા સ્નેહ સહીત આભાર બતાવે એ સ્વાભાવિક હતું.

મારા નાનપણના અતિ સુખી સ્મરણ સાથે અમારા કુટુંબ સુખના ઘણા દેખાવોનું મિશ્રણ થયેલું છે. ઘણી વખત ઉનાળાની સાંજરે અમે અમારા ઘરના આંગણામાં હવાસારૂબેઠેલાં હોઇએ, અગર શિયાળાની રાત્રે ટાઢ હરણ શગડીની આસપાસ વિંટળાઇ ગોળાકાર ગોઠવાયાં હોઈએ, ત્યારે મારો મમતાળું બાપ અમને તેના ખોળામાં

બેસારી અમારી મા જે અમોને સ્વચ્છ રાખતી તથા સારો ઉપદેશ કરતી તેણી ઉપર હમેશાં હેત રાખવાનું ફરમાવતા અને તે ફરમાનમુજબ અમો અમારી ઉંમરના પ્રમાણમાં કાલું કાલું બોલીને તેણીનો ઉપકાર જાહેર કરતાં ત્યારે તેણીનું હૃદય હર્ષથી છલકાઇ જતું; તેમજ મારો બાપ પણ પોતાના ફરમાનનો યોગ્ય ઉપયોગ થયેલો જોઈ આનંદથી હસતો અને " બચ્ચાંતો આવાં ફરમાંબરદારજ જોઇએ" એમ કહી અમારી પીઠ ઘણી ખુશીથી ઠોકતો. વળી તે હું કદી વીસરીશ નહીં કે, કોઈ કોઇ વાર મારી માના ચેહેરા ઉપર અતિ શોકની નિશાનીથી અથવા તેણીના ગાલોપર ખરેખરાં આંસુના ટપકવાથી આ આનંદ જનક દેખાવોપર ઉદાસીનો પડદો પડતો અને તે વખતે મારો બાપ તેણીને દુઃખી થવાનું કારણ ઘણી આજીજીથી પુછતો, તે વેળા—મને બરાબર યાદ છે કે—મારીમા ખરા દિલથી સીધો જવાબ આપ્યાને બદલે પોતાની જગાએથી ઉઠી મારા બાપની કોટે વળગી પડતી અને કહેતી કે, "મારા વ્હાલા મીસ્રી, તમે અતિ માયાળુ અને ઉમદા ઘણી છો તો હું સુખી કેમ ન હોઉં વારૂ ?

વેહેલા સવારમાં નિયમસર મારો બાપ કામ ઉપર જતો અને હમેશાં તે આનંદી તેમજ ખુશ મિજાજમાં જણાતો હતો. જ્યારે તે બપોરે જમવા આવતો ત્યારે તથા સાંજે પાછો ઘેર આવતો ત્યારે તેવાજ મિજાજમાં માલમ પડતો હતો. મારા પાડોસીઓ મારા બાપને હસમુખો, સંતોષી અને ઘણો ઉદ્યોગી કહેતા હતા અને તે ખરેખરૂં હતું. મારૂં ઘર સ્વચ્છતાને માટે વખાણવા યોગ્ય હતું. જો કદી નવરોજજી શેઠ (જેને ઘેર મારો બાપ કામ કરતો હતો તે ) અમારે ઝુંપડે આવી ચડતા તો સઘળે ઠેકાણે ચોખ્ખાઇ, બંદોબસ્ત અને

વાજબી ગોઠવણ થયેલી જોઇને મારી માનાં વખાણ પેહેલાં કરતા હતા એટલુંજ નહીં પણમારી માની લાયકીને માટે તેણીને "સદગુણી સુતારણ" નું ઉપનામ અમારા પાડોસીઓ તરફથી કહેવાતું હતું તે વાજબી હતું એમ ઘણી ખુશીથી જણાવતા.

અમારી નાનપણની જીંદગીના આ વૃતાંતથી વાંચનારને વાકેફ-ગાર કર્યા પછી અહિં મારે હવે કહેવું જોઇએ કે, અમે બધાં મળીને પાંચ બાળકો હતાં—બે ભાઈઓ અને ત્રણ બેહેનો—સોરાબ સૌથી મોટો હતો. તેની પછી મારો જન્મ થયો. અરદેશર ત્રીજો હતો અને તે પછી ખુરશેદ તથા દીનાં જન્મી. સૌથી નાનાથી સૌથી મોટાં સુધી અમારી એક બીજાની વચ્ચે બબે વરસનો અંતર હતો. તે આ પ્રમાણે કે, સોરાબ (સૌથી મોટો) તેર વરસની ઉંમરનો થયો ત્યારે હું અગ્યાર વરસનીહતી અને (સૌથી નાની) દીનાં પાંચ વરસની ઉંમરની હતી. આ ઉંમર મેં ખાસ વર્ણવી તેનું કારણ એજ કે, આ વખતેજ એક બનાવ બન્યો તે મારે વાંચનારની સેવામાં રજુ કરવો જોઇએ.

એક દિવસે બપોર થતાં અગાઉ અમારો બાપ દરરોજના નિયમ પ્રમાણે કામ ઉપર હતો. અમે સઘળાં ટેબલ પાસે બેસી અમારી મા પાસેથી હમેશનો પાઠ શિખતાં હતાં, એવામાં એકાએક મારી માએ ધીમી હાયમારી. અમે સઘળાં બીકથી ચમકયાં અને જલદીથી અમારી આંખો અમે બારી તરફ ફેરવી; કારણ કે તેજ વખતે મારી માની નજર તે તરફ ચોંટેલી હતી; પણ તરત તેણીએ અમને ચોપડીમાં ધ્યાન આપવા દ્રઢતાના અવાજથી હુકમ કર્યો. તે હુકમ અઘટિત અને તોછડાઈ વાળો હતો, તથાપિ અમા-

રાં માબાપનો ગમેતેવો હુકમ સદા માથે ચડાવવાની અમને ટેવ હોવાથી તરતજ નજર ફેરવી અમે પાઠમાં ધ્યાન આપ્યું. મેં તથા સોરાબે (જેના વિષે પાછળથી જાણવામાં આવ્યું તેણે) નજર કરી તેજ પળે બારીમાંથી એક શખ્સ જલદી ખસતાં અમે જોયો. મને લાગ્યું કે તે અજાણપણામાં ધસી આવ્યો હશે તેને લીધેજ મારી મા ચમકી હશે, પણ મને સારી પેઠે યાદ છે કે મારી માના કઠોર અને કરડા શબ્દો સાંભળતાંજ મારૂં હૃદય ઉપસી આવ્યું અને ફાટવાની તૈયારીમાં હતું એમ મને લાગ્યું પણ તેજ વેળા તેણીની આ વર્તણુકથી મારા મન ઉપર કેવી અસર થઇતે તેણીએ જાણ્યું હશે તેથી તેણી તરત બોલી."સાવધથા પ્યારી સુનાં, તને તેમજ તમારા માંહેના કોઇને ધમકાવવાની મારી મતલબ નહોતી." એટલું બોલી રહ્યા બાદ તરત તેણી પોતાની જગાએથી ઉઠીને અમને સઘળાંને બચ્ચીઓ લીધી અને પોતે પાછી આવે ત્યાંસુધી શાંત બેસી રહેવાનો તથા પોતપોતાની જગાએથી નહીં ઉઠવાનો અમને હુકમ કરી બહાર જવા ચાલી. જતાં જતાં કહેતી ગઇ કે પોતે માત્ર એક બે મિનિટ બહાર રોકાશે. આ પ્રમાણે સાડી કે શાલ વિંટાળ્યા વિના માત્ર સદરાભેર બનતી ઉતાવળે પોતાની પાછળ બારણું બંધ કરીને ચાલી ગઇ.

તે વેળા મારા મન ઉપર કેવી લાગણી થઈ હશે તે હું જાણતી નથી, કેમકે તે વખતે મારી ઊંમર માત્ર અગ્યાર વરસની હતી; તો પણ આટલું તો ખરૂં છે કે, મારી માની તે વર્તણુકથી મારી છાતી સંકોચાતી હતી અને કાંઇ ખરાબ થવાનું હોય એમ મને ભાસ્યું. સોરાબને પણ એવોજ શક આવ્યો તેથી મારી તરફ સં-

બાઇ તેણે મને કાંનમાં કહ્યું. "સુંનાબાઇ, વહાલી મા બહાર ગઇ તે વેળાએ તેણી કેવી કઢંગી દેખાતી હતી તે તેં જોયું ?"

"ચુપ." મેં તેને એકદમ કહ્યું "તે વિષે આપણે કાંઇ વાત કરવી નહીંજોઈએ વળી માએ તને કહ્યું હતું સોરાબ કે શાંત બેસી રહેવું અને પોતાની જગા છોડવી નહીં."

"પણ કાંઇ ખરાબ થવાનુ હોય એમ મને લાગેછે. સોરાબે ધીમેથી પણ ગદગદ કંઠે કહ્યું. "પેલો શખ્સ જેણે બારીમાં ડોકીયું કીધું તેને તેં જોયો હતો ?"

"હા." મેં ઉત્તર વાળ્યો."હું જાણું છું કે તે કોઇ જંગલી માણુસ આપણી ઉપર તાકીને જોઇ રહ્યો હતો."

"હું તેમ માનતો નથી." સોરાબ વિચિત્ર અવાજ તથા વિલક્ષણ ચેહેરે બોલ્યો." મેં તેજ શખ્સને આવીજ રીતે અગાઉ એક વખત બારીમાં ડોકીયું કરતાં જોયો હતો અને આજની પેઠે તે વેળાએ પણ આપણી મા બહાર ગઇ હતી."

આ વખતે બારણું ઉઘાડયું અને તરત સોરાબ પોતાની જગાએ ગોઠવાઈ ગયો પણ બેસતાં બેસતાં મારી માએ તેને જોયો. મેં સ્વાભાવિક રીતે આસપાસ નજર કરીને જોયું તો મારી મા ફીક્કી પડી ગયેલી હતી એ બારણામાં આવી તે વખતે અરે ! તેણીને કેવી ઉદાસી જણાઇ હતી, પણ બીજી પળે સોરાબને તેની જગ્યાએ જલદીથી બેસી જતાં જોતાંજ તેણીના ગાલોપર લાલી ચડી આવી તે કપાળ સુધી ફેલાવો પામી. તેણીની આંખો વિચિત્ર રીતે ચળકાટ મારતી જણાઇ, એવી તેણીની આંખો મેં કદી જોઇ નહોતી. ખરેખર તેણીની રીતભાતમાં વિચિત્ર ફેરફાર થયેલો જોઇને હું એટ-

લી બીધી કે મેં એકદમ મારી આંખોને બીજી બાજુ ઉપર ફેરવી દીધી અને મારા પાઠ ઉપર નજર ઠેરવી. મને તરત લાગ્યું કે મેં મારી માને જુદાજ રંગમાં જોઈ અને તેણીની શુદ્ધતા વિષે જે મજબુત આસ્થા મારા મનમાં બેઠેલી હતી તે આ વખતે ડગમગતી જણાઇ. આ દેખાવે મારા મન ઉપર કેવી દ્રઢ છાપ બેસાડી દીધી તે વાંચનારને સેહેજ જણાઇ આવશે, કારણ કે આ વારતા લખતી વખતે હું તેનું ઊપર પ્રમાણે આટલું ખરૂં વર્ણન આપી શકું છું.

પોતાની જગ્યાએ બેસી મારી માએ દરરોજના નિયમ પ્રમાણે અમારા પાઠ સાંભળ્યા. મારા હાથમાં ચોપડી પકડી તેણીની આગળ હું ઉભી રહી તે વેળા બીકથી મેં તેણીના ચેહેરા સામી ફરી નજર કરી. તેણીએ પણ મારી સામું જોયું, તથાપિ તેણીની નજર હમેશના જેવી પ્યાર ભરેલી છતાં જુદીજ તરેહની લાગતી હતી; જે હું તે વખતે તો સમજી શકી નહીં પણ હવે તે સમજાવવાને શકિતવાન થઇ છું કે તે તિક્ષણતા તથા બેચેની દર્શાવતી હતી. એટલું છતાં તે વખતે તેણી કાંઇ બોલી નહીં પણ દરરોજના નિયમ પ્રમાણે સવારનું શિક્ષણ પુરૂં થઈ રહ્યા પછી તેણીએ અરદેશર, ખુરશેદ અને દીનાંને બહાર જઈ રમવાનું ફરમાવ્યું અને મને તથા સોરાબને પોતાની પાસે રહેવાનુ કહ્યું. પછી અમે એકલાં રહ્યાં ત્યારે મારી માએ અમને પોતાની તરફ ખેંચ્યાં અને અમારા બંનેના ચેહેરા તરફ તાકીને જોતાં બોલી. "મારાં પ્યારાં બાળકો, મારે તમને કાંઇ કહેવાનું છે. મને ખાત્રી છે કે હું તમને જે પુછીશ તે ખરેખરૂંજ કહેશો." તેણી અટકી અને થોડી વાર પછી ધ્રુજતા અવાજે પાછી બોલી. "સોરાબ, તારી જગ્યાએથી

ઉઠીને તું શું કરતો હતો વારૂ? અગર હું એક બે મિનિટ બહાર ગઈ તે દરમ્યાન તું સુંના બેહેનને શું કહેતો હતો ? "

"કાંઈ નહીં મા." સોરાબે એટલી બીન ધડક રીતે જવાબ આપ્યો કે, હું ખરેખર તાજુબ થઇ. "મેં તેણીને કાંઇ કહ્યું નથી."

"સોરાબ, તું મને ઉડાવવા હિંમત ધરે છે ? " મારી માએ કહ્યું. " આ ઘણુંજ ગેરવાજબી કહેવાય. તારા સરખાં કુમળાં બાળકો આટલી નાની ઉંમરમાં જૂઠું બોલવાની હિંમત ભીડે તે પરિણામે નુકસાન કારક થઈપડે. જૂઠું બોલવું એ મહા પાપ છે. તું મારી પ્યારી સુનાં મારી માએ મારી તરફથી જવાબ મળવાની આશાથી આતુર આંખોવડે મારી તરફ જોઇને પુછ્યું. " તું સઘળું ખરૂં બોલોશ. સોરાબ તેની જગ્યાએથી ઉઠીને તને શું કહેતો હતો ? "

" તેણે મારી પાસે આવી મારા કાનમાં કહ્યું કે, તેણે એક શખ્સને બારીમાં ડોકીયું કરતાં જોયો." જોકે આ વખતે સોરાબ માથુ ધુણાવી મને ના કહેવાની ઇશારત કરતો હતો, પણ મેં તેની કશી દરકાર કર્યા વિના જવાબ આપ્યો "મેં પણ તે શખ્સને જોયાની હા કહી, તેથી તેણે મને કહ્યુ કે, અગાઉ પણ એક વખતે તેજ શખ્સને તેણે બારીમાં જોયોહતો અને આજની માફક તે વખતે પણ તું બહાર ગઇ હતી. મા, તું સોરાબ ઉપર ગુસ્સે થઇશ નહીં. "

" ના " તેણીની છાતી ઉપરના ઉભરાઓ મહા મુશ્કેલીથી દબાવતાં તેણીએ કહ્યું. "હું તેના ઉપર ગુસ્સે થઈશ નહી. તેના ઉપર ગુસ્સે થવાનો મને હક નથી. તમને હું કહું તે સાંભળો પ્યારાં બાળકો, તે શખ્સ " આ વખતે પોતાનો રૂમાલ આંખોપર ઢાંકી તેણી ડુંસકાં ભરતી સંભળાઇ. " તે શખ્સ—" તેણીએ બોલવું જારી

રાખ્યું. તે એવા વિચિત્ર અવાજમાં હતું કે હું ગભરાઈ ગઇ. "એક સંદેશો જે કાંઇ એટલા ઉપયોગનો નથી તે કહેવાને આવ્યો હતો. તમે તેને જોયો હતો એમ તમે તમારા બાપને કહેશો નહીં. હવે સોરાબ, તું અને સુંનાં મને વચન આપો કે આ બનાવ ઉપર તમે કોઈ કાંઇ વિચાર કરશોનહીં અને ગમે તેમ થાય પણ તમારા બાપને આ બાબતનો એક શબ્દ વટીક કહેશો નહીં."

"અરે! આ ક્ષણેથીજ હું તે ભુલી જઇશ." હું તેણીની કોટે વળગીને બોલી.

સોરાબ પણ ઘણો નરમ પડેલો જણાયો અને જૂઠું બોલ્યો તેને વાસ્તે દીલગીર થયો. અમારી માએ અમને બંનેને પોતાની છાતી સાથે ચાંપ્યાં તથા વારંવાર બચ્ચીઓ કરવા લાગી અને "મારાં પ્યારાં બાળકો" કહેવા લાગી.

આ બનાવ જે મેં હમણાંજ વર્ણવ્યો તેણે મારા મન ઉપર ઘણી ઉંડી અસર કરી પણ સોરાબ તે તદન ભૂલી જતો જણાયો. તે પાછળથી કઠોર, બેદરકાર અને જક્કી સ્વભાવનો થવા લાગ્યો. ઉપર જેમ ઠપકામાંથી બચવાને માટે જૂઠું બોલતાં વાર લગાડી નહીં તેમ તે કાંઇ અવળાં કામ કરીને આવ્યો હોય ત્યારે હડહડતું જૂઠું બોલતો હતો. મેં તેને એકાદવાર જૂઠું બોલવા બાબત ઠપકો આપ્યો ત્યારે તેણે કઠોર અવાજમાં જવાબ વાળ્યોકે, "મને તે દહાડે માએ પેલી વાત બાવાજીને કહેવાની ના કહી તે જેમ પોતાના બચાવ માટે તેણીએ કર્યું તેમ મારા બચાવને માટે હું જૂઠું બોલું તેમાં શું ગેરવાજબી છે?"

આ જવાબે મારા મન ઉપર અનહદ અસર કરી. હું મારા

મનમાં વિચાર કરવા લાગી કે, તે ખરૂં હશે ? મારી માએ કાંઇ ખોટું કામ કરીને તે મારા બાપથી છુપાવવાની ઇચ્છા ધરાવતી હશે ? ના,ના. તે ખરૂં નહીં હોય. તેણી એટલી ખરાબ નથી. તેણી સદગુણી છે અને સદા સદગુણી રહેવાને પ્રયત્ન કરેછે. ગમે તે થાય પણ શુભ રસ્તો છોડીને દુષ્ટકર્મમાં પગલુ મુકવાની હિંમત તેણી કરે નહીં. દરેક પાડોસી કહેછે કે તેણી સદા સંતુષ્ટ રહેનારી સદગુણી સ્ત્રી છે અને હું ખાત્રીથી માનુંછું કે, તેણી મહા દયાળુ અને નીતિ રાહ અખત્યાર કરેલી ઉત્તમ મા છે. ”

આ પ્રમાણે મેં મારા મનને સમજાવ્યું પણ મારૂં મન મારી વિરૂદ્ધનો પક્ષ છોડી મારી તરફેણમાં થયુંજ નહીં. તે ડામાડોળ હાલતમાં રહ્યું. ઘડી હા, અને ઘડી નાની ઢચુંપચું પ્રકૃતિમાં રહ્યું. હવે ચૌદ વરસની હોવાથી મારી માની પવિત્રતા વિષે આગળ કરતાં મને વધારે શક પડવા લાગ્યો. સોરાબનાં વચનોએ મારી છાતીમાં ઉંડું ઘર ઘાલ્યું,પણ શી બાબતનો વેહેમ હું મારી મા ઉપર લાવી, તે હું જાણુતી નહોતી. મારા વિચારને કાંઇ પણ રૂપ આપવાને શક્તિવાન થાઉં એટલો અનુભવ મને તેવખતે નહોતો; તોપણ કાંઇ કારણસર સમજાયા વિના મને બેચેની રહ્યા કરતી હતી. દિવસના વધારા સાથે મારા શકનો વધારો એટલો થયો કે તેણે દ્રઢતાનું રૂપ પકડયું. આટલું છતાં હું શા વિષે શક લાવતી હતી તે હું જાણુતી નહીં અને દુ:ખી રહ્યા કરતી હતી. હું નાનપણથીજ એવા ઉદાસીયા સ્વભાવવાળી હોવાથી તે ગુપ્ત વાત વિષે બહુ વિચાર કરતી હતી.

# પ્રકરણ ૨ જું.

## કાળા સોલવાળો કાગળ.

હું પંદર વરસ પુરાં કરી થોડું આગળ વધી એટલામાં સોરાબે સત્તર પુરાં કરી લીધાં હતાં. અગર જો કે તે મારી માના ચેહેરા સાથે મળતાપણું ધરાવતો હતો, પરંતુ દેખાવમાં તે સારો નહોતો. તેના ચેહેરામાં કાંઇ અઘટિતપણું હરદમ વાસો વસેલું હતું. જ્યારે તે કાંઇ વાત કરતો હોય ત્યારે સાંભળનારને કંટાળો આવ્યા વિના રહે નહીં. કારણ કે તેનો દરેક બોલ જૂઠો હશે અથવા તેમ નહીં તો તેના દરેક શબ્દમાં પેચ કે કપટ તો જરૂર હોવાં જોઈએ એવો શક રહેતો હતો. તેણે તેના દુરાચરણની સાબીતી તરીકે કશું એવું ગંભીર કુકર્મ તો કર્યું નહોતું, પણ મેં આગળ કહ્યું તેમ તે સત્ય કહેવા તરફ બેદરકાર રહેતો હતો. વળી તે ઉદ્યોગી પણ નહોતો. કામ ઉપર બેસવાનું તેને બીલકુલ ગમતું નહોતું. જે નવરોજજી શેઠને ત્યાં મારોબાપ કામ કરતો હતો ત્યાં તેને પણ રખાવ્યો હતો. એ શેઠના કારખાનામાં બીજા ઘણા રોજંદા સુતારો વગેરે મજુરો કામ કરતા હતા,પણ તે સઘળામાં મારા બાપ જેવો નિયમિત કામ કરનાર બીજો કોઈ નહોતો કમનસીબે સોરાબ એવી કુસંગતમાં પડયો હતો કે તેને લાભને બદલે હાંનીમાં આવી પડવાની તૈયારી હતી: મારી મા તેને વારંવાર ઠપકો આપતી તથા મારા બાપનો સારો સ્વભાવ તથા પ્રમાણિક ચાલચલણનો દાખલો લેવાનું કહેતી; એટલુંજ નહીં પણ પ્રમાણિક મેહેનતથી થતા ફાયદાઓ વિ-

ને બોધકારક વાક્યો કહી તેના અંતઃકરણમાં ઉતારવાને બનતી મેહેનત કરતી અને તે ઉપરાંત આખા શેહેરમાં દુષ્ટતાને માટે પંકાઈ ગયેલા હરામખોરો હોમલો જુગારી તથા શાપુર છાકટાનો અસરકારક દાખલો આપી દુરાચારથી થતા ગેરફાયદા તથા તેથી મળતા ધિટકારનો ખ્યાલ તેના મગજમાં ઉતારવાને બનતું કરતી હતી. સોરાબ મારી માના આવા ઉત્સુક તથા નમ્ર ઠપકાઓને બીલકુલ નહીં ગણુકારવાથી તેના ઉદ્ધતસ્વભાવનો ભોગ થઈ પડયો. તે કાંતો મારી માના કહેણનો કશો ઉત્તર વાળતો નહીં અગર બેદરકારીનું ડોળ કરી ચાલ્યો જતો. મારોબાપ સોરાબની આવી ઊદ્ધત ચાલચલણ તરફ ટાઢા કાંન રાખતો તે એમ સમજીને કે, તેની ઉદ્ધતાઇ તથા જંગલીપણું જરા વધારે ઉંમરે પહોંચ્યા પછી સમજણ આવવાથી જતું રહેશે.

મારો ભાઈ અરદેશર જે આ વખતે તેર વરસની ઉંમરનો હતો તે ઘણી બાબતોમાં સોરાબથી જૂદો પડતો હતો. તેનામાં પણ મારી માના ચેહેરાનું મળતાપણું હતું, તે ઉપરાંત મારી માના ચેહેરા ઉપરના નિખાલસપણાની આબેહુબ છાપ તેના ચેહેરા ઉપર સચવાઈ રહેલી દીસતી હતી. તે પોતાની ઉંમરના પ્રમાણ કરતાં કાંઈ વધારે ઉંચો, નાજુક બાંધાનો અને સુશોભિત દેખાવનો એક હસમુખો છોકરો હતો. તે દયાળુ દિલનો તેમજ ઉદારસ્વભાવનો મનહર મનુષ્ય હતો. વળી તે ખરા અંતઃકરણથી સત્યનો ચહાનાર હતો. તેની બુદ્ધિ સોરાબ કરતાં વધારે ઉગ્ર હતી. અગર જો કે તે તેના મોટા ભાઇથી ચાર વરસે નાનો હતો, પણ બુદ્ધિ બળ અને સમજશક્તિમાં

ચઢીયાતો હતો. " પૂત્રના પગ પારણામાંથી વરતાય. " એ અનુભવી કહેવત તેણે બરાબર પોતાની ઉપર લાગુ પાડી હતી.

મારી બેહેન ખુરશેદ જે આ વેળાએ અગ્યાર વરસની હતી, તેણી એક સુંદર છોડી જાણે નાના આકારમાં મારી માનીજ છબી હોય એવી દીસતી હતી. તેણીના વાળ કાળા ને સુંવાળા, આંખો મોટી અને સુંદર હતી. તેણીની ઉમર તરફ નજર કરતાં તેણીની આકાર શુદ્ધતા સંપૂર્ણ અને મનોહર હતી. હાથ પગ નાજુક હતા. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે, તેણી યોગ્ય ઉંમરે પહોંચતાં એક રૂપવાન સ્ત્રી થવાની આશા આપતી હતી.

સૌથી નાની મારી બેહેન દીનાં નવ વરસની હતી. તેણી એક જાડી, ગાંઠા જેવી, આસમાની આંખોવાળી અને ભૂરા વાળવાળી છોકરી હતી. તેણી મારી મા કરતાં મારા બાપને વધારે મળતી હતી. તેણી સારા સ્વભાવ વાળી, આનંદી અને સુખી દેખાતી હતી. કુટુંબમાં સૌથી નાની હોવાથી સર્વે કરતાં વહાલી થવાનો તેણીને હક હતો.

મારાં માબાપ, મારા ભાઈઓ અને મારી બેહેનો સાથે વાંચનાર એટલો સારી પેઠે ઓળખીતો થયા પછી મારા વિષે કાંઇ જાણવાને કદાચ ઇચ્છશે તો બડાઈના દોષથી દૂર રહી હું કહેવાની રજા લઉં છું કે, મારી આ ઉંમરે હું મારી મા અને મારી બેહેન ખુરશેદના જેવીજ કાળા વાળવાળી, સુંદર આંખોવાળી અને ગાલ ઉપર થોડા રંગ વાળી તથા થોડી નાજુક એક ખુબસુરત દેખાતી છોકરી ગણાતી હતી. ઉંચાઇમાં હું મારી આ ખીલતી યુવાવસ્થાએ મધ્યમ કદથી થોડી વધારે ગણાતી હતી અને જાણે જોરાવર થવાને જરા પણ વલણ નહોય એવી દીસતી હતી. મારા શરીર સંબંધી દે-

ખાવમાં એટલું કહેવું હાલને માટે બસ ધારી હું મારી વારતાની દોરી હાથમાં પકડું છું. [ એક દહાડો—

જે દહાડો હું કદી ભુલી શકીશ નહીં—અરદેશર, ખુરશેદ, દીનાં અને હું અમારા સ્વચ્છ ઝુંપડામાં અમારી મા પાસે બેઠાં હતાં. સવારના આશરે અગ્યાર વાગવાનો સુમાર હતો. અરદેશર વાંચતો હતો અને બાકીનાં સઘળાં અમે સીવવામાં ગુંથાયાં હતાં, એવામાં એકાએક અમારા ભાઈ સોરાબને ઘરની બહાર કોઈ સાથે કજીઓ કરતાં સાંભળ્યો. "હું કહુંછું કે તે કાગળ તું મને આપ." એ તેના શબ્દો અમારા કાન ઉપર આવ્યા. મારી મા તરત ચમકી ઉઠી. ઉનાળો હતો તેથી ઘરનું બારણું ઉઘાડું હતું. મારી જગાએથી ખસ્યાવિના મે એકદમ બારણા તરફ નજર કરી, કારણ કે મને એમ ભાસવા લાગ્યું કે મારી માના ગુપ્ત ઈતિહાસમાં આ કાંઇ નવો ઉમેરો હતો. નહીં તો ગમેતેમ થાત તો પણ મારી જીજ્ઞાસાને અસભ્ય બતાવી મારી માને હું માઠું લગાડત નહીં. મેં સોરાબને તેના કામ કરવાના પોશાકમાં જોયો. તેણે એક શખ્સને તેના ગળા ઉપરનો ગળપટો થોભી પકડી રાખ્યો હતો. આ શખ્સ એક જાડો, ઠીંગણો જડસા જેવો ગાંડા ફરામ નામથી ઓળખાતો પોતાના હલકા કામને લીધે ગામ પ્રસિદ્ધથયેલો હતો. તે એક જડની માફક સોરાબ સામું શત્રૂભાવથી જોઈ રહ્યો હતો. સોરાબે ફરીથી ફરામનો ગળપટો જોરથી પકડી ખેચતાં કહ્યું. "ત્યારે તું મને તે કાગળ નહીં આપે કેમ ? પણ આ મારી મા આવી."

" અલ્યા બેશરમ સોરાબ, તે બિચારાને છોડીદે " મારી માએ તેઓની પાસે જતાંજ કહ્યું. "તું શાવાસ્તે તે બિચારાની પુંઠેપડયોછે?"

"હું તેને અહિં દરવાજા પાસે મળ્યો." સોરાબે ખીજવાટથી કહ્યું. "અને મેં તેને પુછ્યું કે તે શા વાસ્તે અહિં આવ્યો હતો ત્યારે તેણે તારે વાસ્તે એક ચીઠ્ઠી લઇ આવ્યાનું જણાવ્યું તેથી મેં તે ચીઠ્ઠી મને આપવા તેને ઘણો સમજાવ્યો, વળી કહ્યું કે તે ચીઠ્ઠી હું તને પહોંચાડીશ પણ તેણે ચોખ્ખું કહ્યું કે તે એમ કરવાનો નથી. મારે ભરૂંસે તે કાગળ સોંપશે નહીં."

"કદી નહીં." ગાંડો ફ્રામ બોલી પડ્યો. "એમ કરૂં નહીં, એમ કરૂં નહીં." એટલું બોલી તેણે પોતાના હાથ ઘસ્યા અને તે વખતે મારી મા સામું ખંદી કટાક્ષે જોયું.

"બસ બસ." મારી મા બોલી, પણ તે એવા અવાજમાં તથા એવી ઢબમાં કે તેણી બીકથી ધ્રુજતી હતી એમ મને જણાયા વિના રહ્યું નહીં; પણ તરત તેણીએ સલાહકારક અવાજે પ્રીતિ મેળવવાનું ડોળ કરીને કહ્યું. "ત્યારે ફિરોઝ્રામ, મારે વાસ્તે તું શુ લાવ્યો છે? જે લાવ્યો હોય તે મને આપ અને મારી પાસે તારે વાસ્તે કાંઇ છે તે લે." એમ કહી તેણીએ ગજવામાંથી અરધો રૂપિયો કાઢ્યો.

"ના,ના. એમ કરૂં નહીં, એમ કરૂં નહીં." તે મૂર્ખ માથું ધુણાવી બોલ્યો. "જે સદ્‌ગૃહસ્થે મને આ કાગળ આપવા મોકલ્યો છે તેણે કહ્યું છે કે આ કાગળના બદલામાં કાંઇ લેવું નહીં અને સંભાળ રાખવી કે તે ગટરગાંપડી ન જાય અથવા બીજી રીતે ખોવાય નહીં."

"વારૂ, વારૂ. મને તે આપ." મારી મા બોલી અને હૃદય વેધક વેદનાથી દુઃખી થતી જણાઈ, કારણ કે તે બીના તેણીને છાની રાખવી હતી. સોરાબ સત્તર વરસની ઉંમરનો હોવાથી સઘળી વાત-

માં સમજતો હતો તેની આંખો મારી મા ઉપર દ્રઢ ચોટી, તે જાણે વેહેમ અને ગેર વિશ્વાસથી ભરપૂર હોય એવી દેખાતી હતી.

ગાંડા ફરામે તે કાગળ આપી દીધો જે ઉપર કાળું સીલ મારેલું હતું અને પછી તરત પોતાની પીઠ ફેરવીને દોડી નિકળ્યો, તથા બોલતો ગયોકે, " એમ કરૂં નહીં, એમ કરૂં નહીં. મારી મેહેનતના બદલામાં હું કાંઇ લઉં શું? એમ હોય નહીં, એમ હોય નહીં."

મારી માએ તે કાગળ જલદીથી તેણીના કપડાની અંદર છાતી ઉપર સંતાડયો અને પછી સોરાબ સામું જોઈને તેણીએ ધીમા ધ્રુજતા અવાજે પુછયું. "દરરોજના નિયમ કરતાં આજે કેમ વેહેલો આવ્યો ? "

" હું કાંઇ ચીજ લેવાને આવ્યોછું—જે મારા બાપે મંગાવી છે." સોરાબે જવાબ આપ્યો. "પણ મા તને શું થયુંછે? " તેણે તેણીની સામું દ્રઢ નજર કરીને પુછયું.

" મને શું થાય ? " તેણીએ પોતાના મધુર અવાજથી ઉત્તર આપ્યો, જે તેણીનું કાળજું કાપતો આપેલો જણાયો." કાંઇ નહીં. મને કાંઇ થયું નથી." પછી થોડી વાર સુધી ગભરાએલી રહી અને મહામુસ્કેલીથી બોલી "સોરાબ, આ કાગળ એક પ્યારા દોસ્ત તરફથી છે, પણ તેને તારો બાપ ચહાતા નથી; તેથી મને આ કાગળ મળ્યોછે તે વાત તારા બાપના કાન સુધી ન જાય તો વધારે સારૂં ગણાય."

" જો તું મારી છાની વાત મારા બાપને કહે નહીં, તો હું તારી વાત તેને જણાવું નહીં." સોરાબે કઠોર અવાજથી કહ્યું. " વાસ્તે જો તું ફરીથી તારૂં ભલું ઇચ્છતી હોય તો યાદ રાખજે

કે, છેલ્લા શનિવારે તેં કહ્યું તેમ હવે કોઇ દિવસ મારા બાપને મારા વિષે કાંઈ કહીશ નહીં. તારા પોતાના ભલાની ખાતર હવે પછી કોઇ વખત એવી ભૂલ કરીશ નહીં. કદાપિ કોઇ દહાડો આ કરાર ભૂલી જઇશ તો તેના બદલામાં તારા આ કાગળની વાત બહાર આવશે અને તને શેરને માથે સવાશેર મળશે એવું ખાત્રીથી માનવું."

"સોરાબ, આ તારી તરફથી ?" મારી મા બુમ પાડીને બોલી અને જાણે તેણીને એકાએક હથોડાનો મજબુત ફટકો વાગ્યો હોય તેમ એક બે ડગલાં પાછી હઠતી મેં જોઈ. પછી તેણી સોરાબ સામું અચંબાથી તાકીને જોઈ રહેલી ઉભી અને જાણે પોતાનાં કાન તથા આંખને કેમ જુઠાં માનવાં, તે વિષે વિચાર કરતી જણાઇ.

"જો મા, હવે તું મૂર્ખ થઇશ નહીં." સોરાબે ઉદ્ધતાઇથી કહેવા માંડયું. "હવે મને શિખામણ અને સુબોધક દાખલા દલીલોની ખાલી માથાકુટમાં નાંખીશ નહીં. હવે એ બગડ્યાનીપણું તું છોડી દેજે અને જેમ થાય તેમ થવા દેજે. તું તારા પેચદાવમાં જેમ ખેલ ખેલે છે તેમ હું મારા પેચમાં ફરતો ફરીશ. આપણે એક બીજાના કામમાં આડે આવવું નહીં, તેમજ કોઇને કાંઈ જણાવવું નહીં; પણ પોતપોતાના પ્રપંચમાં આનંદ મેળવવો."

"દયાળુ ખુદા !" મારી માએ નિરાશાથી પોતાના બંને હાથ જોડયા. "તારે મને આ પ્રમાણે બોલવું વાજબી છે સોરાબ, તારી ધારણા ઉપર તું આટલો ભાર મુકવાને હિંમત ભીડે છે ?"

પણ સોરાબે તેણીના બોલવા ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહીં. તે ઘરમાં આવ્યો અને જે ચીજ તેને જોઇતી હતી તે લઈને તે બહાર નીકળતો હતો, એવામાં મારી મા જે આ વખતે બરાબર બા-

રણામાં આવીને ઉભી રહી હતી તેણીએ ધીમા ઉદાસી અવાજે કહ્યું. "સોરાબ, હું તારી ઉપર કેટલો પ્યાર રાખું છું, તારા ભલાને માટે કેટલી કાળજી ધરાવું છું અને તને સુખી થએલો જોવાને કેટલી આતુર છું; તે સઘળું તું ભૂલી ગયો કે શું. ? હું તારી સંભાળ રાખું છું, તારા ભલાને માટે પુરતો પ્રયત્ન કરૂં છું અને તારા હિતના ઉપાયો યોજવાને સદા આતુર રહું છું તે સઘળી મેહેનતનો બદલો આવો મળશે? અને મારી ઉત્તમ ધારણાઓ નિષ્ફળ થશે?"

"વારૂં, તે હું કયાં ના પાડું છું?" સોરાબે તોછડાઇથી કહ્યું "પણ હવે હું કાંઈ અણસમજુ નથી. હું છેક નાનો નથી. હવે તો જુવાન માણસ થયો છું અને તું પણ માનતી હોઇશ કે, હવે હું જુવાન છું. કદાચ તેમ ન જાણતી હોયતો આજથી ખાત્રી પૂર્વક જાણજે. હવેથી હું મારે મનગમતી જગાએ જઈશ, ગમે તેને મળીશ અને ફાવે તેમ વર્તણુંક ચલાવીશ. તારે મારા કામમાં આડે આવવું નહીં અને મારા બાપને માત્ર એટલુંજ કહેવું કે, તેં મને કાંઈ કામ સારૂં મોકલ્યો છે. જો આ પ્રમાણે કરવામાં કાંઇ કસુર કરીશ તો ખચિત્ત જાણજે કે, આજના કાગળની વાત, ત્રણ વરસ ઉપરની વાત અને તું તે શખ્સ પાસે ગઇ હતી; એ સઘળુ એક પળ વારમાં ખૂલ્લું થશે."

"સોરાબ, સોરાબ, તેં આ શું કર્યું ?" હું બોલી ઉઠી અને એકદમ મારી મા પાસે ગઈ. કારણ કે મેં તેણીને આ વખતે બારણામાં તમ્મર ખાતી જોઈ અને બીજીક્ષણે હું મારા હાથ લંબાવી ટેકો આપવાની તૈયારીમાં હતી એવામાં તેણી ઉંધે માથે પછડાઇ. ઈંટની ભીંત સાથે તેણીનું માથું ઝીકાયું અને તે એવા જો-

રથી કે તેણી બેશુદ્ધ થઇ ગઇ. આખા ઘરમાં ગભરાટ પ્રસરી રહ્યો. સોરાબ જેને બેશક તેના આ અવિચારી કાર્યને માટે પશ્ચાતાપ થયેલો જણાતો હતો, તે પણ દોડી આવ્યો અને મારી માને ઉચકવામાં મદદ કરવાને સામેલ થયો, પણ બિચારો અરદેશર આગળ ધસી આવ્યો. તેના મોટા ભાઇને ધક્કો મારી એક બાજુએ ખસેડયો. અને જુસ્સાથી બોલ્યો. " અરે! સોરાબ, આ સઘળું તેંજ કર્યું છે. " આ વખતે તે માયાળુ છોકરાના ગુલાબી ગાલ ઉપર સફેત આંસુંઓ મોતીની મિસાલે ચળકતાં હતાં; તેણે આંસુંથી ટપકતી આંખો સહીત મને મદદ આપી. અમે અમારી ગમતાળુ અરે! મહા હેતસ્વી માતાને ઉચકીને અંદર લઇ ગયાં અને તેણીના બિછાનામાં સુવાડી દીધી. અને ખુરશેદ અને નાની દીનાં રડતી રડતી અમારી પાછળ અંદર આવી.

મારી માનું કપાળ ભચડાઇ ગયું હતું, પણ લોહી બહાર આવ્યું નહોતું. મેં સરકા અને પાણીવતી તેણીનું કપાળ ધોવું શરૂ કીધું, પણ શ્વાસ પાછો આવતો જણાયો નહીં. મેં તેણીનો પોશાક ચીરી નાંખી ઉતારી લીધો તેથી તે માંહેનો પેલો કાગળ ભોંય ઉપર મારા પગ પાસે પડયો. મેં તે ત્યાંજ રહેવા દીધો, કારણ કે આ વખતે મારી પ્યારી માના બચાવના વિચારો શિવાય બીજા કશામાં મારૂં ચિત્ત ચોટયું નહોતું. આ વખતે તેણી તદન મરી ગઇ નહોતી એમ હું ખાત્રીથી માનતી હતી, કેમકે તેણીના હોઠ ધીમે ધીમે ફડફડતા હતા, મેં જોયું તો તેણીનું હૃદય ધીમી ચાલથી ધબકતું હતું અને તેણીનાં પોપચાં હળવેથી હાલતાં હતાં. હું તેણીને પવન નાંખવા લાગી પણ ફોકટ. તેણીને સરકો સુંઘાડતાં

કંઈ ફાયદો થયો નહીં. હજુ તેણી બિછાનામાં બેશુદ્ધ થઇને પડેલી હતી. અરદેશર વ્યગ્રચિત્ત થયેલો જણાતો હતો, તથાપિ તેણે સોરાબને કાંઇ વધારે ઠપકાનાં વચનો કહ્યાં નહીં. સોરાબ ઉદાસી અને પશ્ચાતાપનો ભોગ થયેલો દીસતો હતો. નાની બિચારી દીનાં ચોધાર આંસુથી ભિંજાતી હતી અને ખુરશેદ તેણીને છાની રાખવામાં રોકાએલી હતી. મારી લાગણી વિષે વર્ણન કરવા કરતાં ખ્યાલ કરવાથી વાંચનારને તેનો આબેહુબ ચિતાર જણાઇ આવશે. અગર જોકે મેં હમણાં કહ્યું તેમ વિચાર કરવાને મને ફુરસદ નહોતી પણ દિવાના જોસની કોર ઉપર હું ડોલાં ખાતી હતી અને તેજ સ્થીતીમાં મારી બેશુદ્ધ માતાની આસનાવાસના કરવામાં રોકાએલી હતી.

"હવે દાકતર બરજોરજીને બોલાવવા જોઇએ." મેં કહ્યું અને અરદેશર તથા સોરાબ બંને તેજ વખતે દોડી નીકળ્યા.

તે પછી આશરે દસ મિનિટ ગઇ અને હજુ પણ મારી મા બેશુદ્ધ હતી. હું જાણતી હતી કે તેણી મરી ગઈ નહોતી; કારણ કે તેણીના હોઠ વારંવાર આંચકો ખાતા હતા, છાતી ધડકતી હતી અને પોપચાં ફડફડતાં હતાં. પેલો મારા પગ પાસે ખાંનગી કાગળ પડયો હતો તે વિષે તો હું ભૂલીજ ગઈ. મને તે કાગળ ફરીથી યાદ આવ્યોજ નહીં તેથી હજુ તે જ્યાંનો ત્યાં પડયો હતો.

દસ મિનિટ વિત્યાબાદ સોરાબ મારા બાપ સહિત પાછો આવ્યો. મારો બાપ તેણે સાંભળેલા સમાચાર ઉપરથી તેમજ આ દેખાવ પોતાની નજરે જોવાથી અત્યંત ગભરાઇ ગયો. તેણે જોયું કે પોતાની પ્યારી ઓરત બેશુદ્ધ હાલતમાં હતી અને તેણી મોતથી

વધારે દૂર નહોતી.

"અરદેશર કયાં છે ? દાકતર બરજોરજી આવ્યા છે કે નહીં?" મેં મારી વેદનાના આવેશમાં ઉતાવળથી સોરાબને પુછયું.

"અરદેશર તેને વાસ્તે ગયો છે." સોરાબે જવાબ આપ્યો. "અને હું જઇ બાવાજીને બોલાવી લાવ્યો છું."

"અરે ખુદા ! મારી પ્યારી—પ્યારી સ્ત્રીને બચાવો." મારા બાપના હોઠમાંથી ગર્જના કરતી બૂમ નીકળી અને આ વખતે તે વાંકો વળી મારી મા સામું જોઈ રહ્યો હતો. "તારી આંખ ઉઘાડ. બોલ. મારી સામું જો. તું મને ઓળખે છે? અરે ખુદા ! જીંદગી પાછી આવવાની કાંઈ નિશાની બતાવ આવી રીતે અમારાથી જુદી પડે નહીં. આ તારાં વહાલાં બચ્ચાંને તારી એક મીઠી નજરથી એકવાર જો અને તેઓના કળકળતા કલેજાને કાંઇક શાંતિ આપ. તને આટલી આજીજી સાથે આંખો ઉઘાડવાની જે વિનંતી કરે છે તે તારો પ્યારો પતિ છે." ત્યાર પછી એ દિવાના જેવા થઇ ગયેલા મારા બાપે તે બેશુદ્ધ પડેલી મારી માના ચેહેરાને ચુમીઓથી ભરી દીધો.

"બાવાજી, પ્રિય બાવાજી." મેં અરધી ગાંડીની પેઠે બડબડવા માંડયું. "તેણીને આરામ કરવાનો આ રસ્તો નથી. દાકતર બરજોરજી આવે ત્યાં સુધી તેણીનું કપાળ મને ધોવાદો. અરે ! ખુદાનો ઉપકાર માનો. આ દાકતર સાહેબ આવ્યા."

કારણ કે તેજ ક્ષણે અરદેશર ઓરડામાં પેઠો, તેની પાછળ માયાળુ અંતઃકરણનો અને લાયક દાકતર બરજોરજી હતો. તેણે તરત મારી માના હાથની પ્લસ ખોલવાનું શરૂ કીધું. ઓરડામાં એક ગં-

ભીર ચુપકીદી પ્રસરી રહી તે ઘણી બિહામણી લાગતી હતી. અમે સઘળાં અમારી માના બિછાનાને ઘેરીને ઉભાં અને દાકતર બરજોર-જીના મોઢા સામું ચિંતાથી જોઈ રહ્યાં, તે એવી ઇચ્છાથી કે દાકતરના મોઢામાંથી આશાનો એક શબ્દ પણ અમારી ધડકતી છાતીને શાંતિ આપવાને બહાર આવે.

"હજુ આશા છે." દાકતર બરજોરજીએ ચુપકી તોડી. "ખરેખર દરેક આશા છે." તેણે મારી માના હાથમાંથી જોસબંધ વેહેતું લોહી જોઇ વધારો કર્યો અને બીજી મિનિટે તેણી ટુંકો ટુંકો શ્વાસ લેવા લાગી તેથી જીંદગી સાથે દુઃખની લાગણીઓ પણ સજીવન થતી જણાઇ.

થોડી વધારે મિનિટો પછી તેણીએ ધીમેથી અને નબળાઈથી પોતાની આંખો ઉઘાડી અને તરત પાછી બંધ કરી દીધી.

"તેણી જીવશે ?" મેં ધ્રુજતાં ધ્રુજતાં ધીમેથી દાકતરના કાનમાં પુછ્યું. "કાંઇ આશા છે ?"

"હું એવી આશા રાખું છું. હું એમ માનું છું." દાકતરે દ્રઢતાથી જવાબ આપ્યો. "જીંદગી જલદી પાછી આવતી જણાય છે." પછી થોડી મિનિટ બાદ મારી માની આંખો બંધ હતી તે દરમ્યાંન પણ તેણે ખાત્રીવાળાં વચનો વધારે કહ્યાં.

"સુનાંબાઈ, મને કહે." મારા બાપે મને એક બાજુએ લઇ જતાં ઘણા ધીમા આવજે પુછ્યું. "કેમ થયું વારૂ ? મને સોરાબે ઉતાવળમાં કેટલીક હકીકત કહેલી છે. પણ હું ઘણા આવેશમાં હોવાથી સમજી શકયો નથી. મને એટલું તો યાદ છે કે, એક કાગળના સંબંધમાં સોરાબ તથા તેની મા વચ્ચે બોલાચાલી થઈ છે.

સોરાબે મને વિનંતિ કરીને માગી લીધુ છે કે, તારી માની હાજરી-માં તે વિષે કાંઇ કહેવું નહીં.-અરે ! આ શું છે ? ” એટલું બોલી બિછાના તરફ વધી મારો બાપ નિચો વળ્યો અને પેલા કાગળ ઊ-પર તેની નજર હમણાંજ પડી હતી તે ઉપાડી લીધો.

“ બાવાજી, તે તમે વાંચશો નહીં. ” તે કાગળનું સીલ તોડતો અટકાવતાં મેં કહ્યું અને તેજ ક્ષણે જાણે મને પગથી તે માથા સુધી વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ ચોંકી. આ વખતે મેં ઘણીજ બીકથી મારા બાપ સામું જોયું હશે એમ હું માનુંછું.

“ કેમ નહીં સુનાંબાઇ, ” કાગળ નહીં ઉખેડવાની વાત હસવા યોગ્ય હોય તેમ તેણે અરધા હાસ્યથી કહ્યું. “ તારી મા અને મારી વચ્ચે કાંઇ ગુપ્ત રાખવા જેવી વાત હોયજ નહીં. અમારે કદી તેમ થયું નથી અને તું ખાત્રીથી જાણ કે જો આ દુ:ખ દાયક બનાવ બન્યો નહોત તો તેણી પોતેજ મને આ કાગળ ઘણી ખુશીથી વંચાવત. ” અહિં તેણે બિછાના તરફ નજર કરી. મને ખાત્રી હતી કે મારી મા આ કાગળ કદી તેને બતાવત નહીં, પણ મારા બાપને એમ કહેવાની મારી હિંમત ચાલી નહીં. વળી તેમ કરવાનો વખત પણ નહોતો, કારણકે સીલ તો કયારનું મારા બાપની આંગળીઓ વચ્ચે ભાગીને ભૂકો થયું હતું. તેણે કાગળ બહાર કાઢયો, ઉખેળ્યો અને બારી પાસે જઇને વાંચવા લાગ્યો.

અરે ! ખુદા. તે પછી જે દેખાવ થયો તેનું વર્ણન હું કેવી રીતે આપી શકીશ ? મારા બાપના ચેહેરામાં એકાએક ધાસ્તી ઉપજાવે એવો ફેરફાર થઇ આવ્યો તે હું શી રીતે વર્ણવી શકું ? જાણે તે કાગળને તે બીલકુલ માનતો ન હોય તેમ કેટલીકવાર સુધી

એક ધ્યાનથી જોઇ રહ્યો અને પછી તેનો ચેહેરો ફિક્કો, બિહામણો અને ક્રોધાતુર થયો. તે એકાદ બે ડગલાં પાછો હઠયો તથા પોતાની છાતી ઉપર હાથ મુકીને વિચાર કરવા લાગ્યો અને " અરે ખુદા ! અરે ખુદા ! " એ શબ્દો તે બડબડયો.

આ સઘળો ભયંકર અને માનસિક વેદનાનો દેખાવ અરધી મિનિટ કરતાં થોડા વખતમાં બન્યો. એ વખતે હું ભયભીત થઈને સ્તબ્ધ ઉભી રહી હતી. એકાએક જોસ લાવી હું મારા બાપને થોડાક પ્રશ્નો કરવાની તૈયારીમાં હતી, એવામાં બિછાના તરફ તે ધસ્યો અને દાકતરને એક બાજુએ ખસેડી મારી માના ચેહેરા તરફ વિચિત્ર અને અસ્વાભાવિક સ્થિરતાથી જોઈ રહ્યો. દાકતર તેની સામું આશ્ચર્ય થતો જોતો હતો. સોરાબ પણ ઘણો ગભરાયેલો દીસતો હતો જેવો તે કદી અગાઉ થયો નહોતો. આ વખતે અરદેશર જાણતો હતો કે કાંઇ ખરાબ થયું છે, પણ શું ખરાબ થયું તે તે સમજી શકતો ન હોતો. તે ગભરાયેલે ચેહેરે મારા બાપ સામું જોવા લાગ્યો. ખુરશેદ તથા નાની દીનાં આ ધાસ્તી જનક દેખાવ જોઈ એક ખુણામાં જઇ રડતી હતી. હવે આ શોકકારક દેખાવ ઉપર હું વધારે લખવા ટકી શકીશ નહીં, કારણકે તે દુઃખકારક દેખાવ આ વખતે પણ મને લખવામાં નાહિંમત બનાવેછે. મારો બાપ એકાએક પોતાના હાથમાં કાગળ લઇ બારણા તરફ ચાલ્યો અને લથડતાં ડગલાં ભરતો હોય એમ જણાયો. તે વખતે તેના હાથમાંનો કાગળ પડી ગયો તે તરફ તેનું ધ્યાન બીલકુલ ગયું નહીં, તે બારણા પાસે જઇને પાછો ફર્યો અને અમારી તરફ નજર કરી થોડીવાર સુધી અદબવાળીને તેજ જગ્યાએ ઉભો રહ્યો અને નિરાશાની

છેલ્લી નજર અમારી ઉપર નાંખી.

બીજી ક્ષણે જાણે જંગલી પશુ બરાડતું હોય તેમ ગુસ્સાનો ઉદ્‌ગાર તેના હોઠમાંથી ફાટી નિકળ્યો અને એકદમ ઘર બહાર નીકળી ખેતરો તરફનો રસ્તો લીધો. હું તેની પછવાડે દોડવાની તક ઉપર હતી. અરદેશર પણ તેજ ઇરાદાથી બારણા તરફ કુદવાની તૈયારીમાં હતો, એવામાં મારી માએ અકસ્માત પોતાની આંખો ખુલ્લી કરી. તેણી બિછાનામાં બેઠી થઈ અને ગાંડીની પેઠે આસપાસ તેણીની આતુર ચશ્મો ફેરવી.

અવાજ અને કાનની મદદ વિના એક બીજાના મનની કાંઈ ગુપ્ત સંબંધથી કે પછી ગમે તેમ હોય પણ તે એક પળમાં શું બીના બની હતી, તે સઘળું સમજી ગઇ. મારા બાપના હાથમાંથી પડી ગયેલા કાગળ ઉપર તેણીની નજર પડતાં તે ખુલ્લો જોવાથી એક છાતી ફાડીનાંખે એવી ભયંકર ચીસ પાડતી પોતાના બિછાનામાં પાછી પડી. બીજી ક્ષણે તેણી મડદા જેવી બે. શુદ્ધ થઇ ગઇ અને આવેળાએ તેણી ખરેખરૂં મડદું બની ગઇ હતી.

---

## પ્રકરણ ૨ જું.

### કમનસીબનો પ્યાલો કાંઠા સુધી ભરાયો.

મારી માના અચાનક મૃત્યુથી મારા મન ઉપર ભયાનક અસર થઈ, પણ તે હું માનતી નહોતી. મને આ મોત નહીં. માનવા યોગ્ય જણાયું કારણકે અરધા કલાક અગાઉ તેણી સંપુર્ણ તંદુરસ્તીમાં

ખીલતા ચેહેરા સાથે અમોને આનંદી વાકયોથી હસાવતી, સુબોધક વાકયોથી જ્ઞાન આપી રીજવતી અને અમારા ભલા તરફ પુરતા પ્યારથી લક્ષ આપતી બેઠીહતી. હજુ તેણીની ઉમરનું પાંત્રીસમુ વરસ પુરૂં થઈને છત્રીશમું બેઠું હતું, તેણી એટલી થોડી મુદતમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી અમો નાંનાં બાળકોને નિરાધાર, કોઈના આશરા વિના અને નમાયાં મુકી અમારાથી સદાને માટે છુટી પડે એ મનાયજ કેમ ? સોરાબ મારી માના પડેલા રવાન તરફ આંસું ભરેલી આંખોએ જોઈ રહ્યો હતો. તેના ડુસકાંના અવાજ જે તેની છાતી ચીરીને બહાર આવતા જણાતા હતા તે ઉપરથી તથા તેના હોઠની હિલચાલ ઉપરથી જણાતું હતું કે તે અત્યંત ઉદાસી તથા સંપુર્ણ ગભરાટમાં ઘેરાયેલો હતો. અરદેશર પણ અમારી આ અવર્ણનિય વેદનામાં ભાગ લેતો જણાતો હતો. ખુરશેદ તો તરત એમ સમજતી દેખાતી હતી કે, જેની ઉપર તેણી તાકીને જોઇ રહી હતી તેણી ખરેખરૂં મડદુંજ હતી; પણ નાની દીનાં જેને કાંઇ એટલી સમજ શકિત નહોતી, તેણી મારા ઢીંચણે વળગી ધીમા અને બીધેલા અવાજે મને પુછવા લાગી. " મોટી બેહેન, માને શું થયું છે? તેણી કેમ કાંઇ બોલતી નથી અને આ દાકતરે માના હાથમાંથી લોહી શા વાસ્તે કાઢયું ? "

હવે મારી વેદનાનો પાર રહ્યો નહીં. એક ખુરસી ઉપર બેસી મેં મારી નાની બેહેનને મારા ઢીંચણ ઉપર બેસાડીને છાતી સાથે પ્યારથી ચાંપી, કેમકે મેં મારા મન સાથે નક્કી કીધું હતુ કે તેણીની માની ગરજ પુરી પાડવાને આ દુનિયામાં તે બિચરીને હું એકજ રહી હતી. દાકતર બરજોરજી પણ આ દેખાવથી ઘણો પીગળે-

ષો જણાયો. દસ મિનિટ પછી તેણે અમને ઘણા આગ્રહથી બીજા ઓરડામાં જવાનું કહ્યું અને અમે સઘળાં તેની આ માયાળુ શિખામણને તાબે થયાં. મેં બીજા ઓરડામાં ગયા અગાઉ મારી માના સ્વાન ઉપર ફરીથી એકવાર દ્રષ્ટી ફેંકી અને તેણીના અક્કડ ગાલ ઉપર એકવાર પ્યારની ચુમી લીધા વિના મારાથી રહેવાયું નહીં. હું બહાર જવા નિકળી એટલામાં સોરાબને પેલો ભોંય ઉપર પડેલો કાગળ લેવા વાંકો વળતો જોયો.

"તારે તે કાગળને અડકવું નહીં જોઇએ સોરાબ," હું એટલા રોફથી તથા એવા અવાજથી બોલી કે હું પોતે પણ મારે માટે તાજુબ થવા લાગી. "સાહેબ" મેં તરત દાકતર તરફ ફરીને કહ્યું. "આ કાગળમાં મારી માની કાંઈ ગુપ્ત વાત છે અને તે ગમે તે હોય પણ અમે તેણીનાં બચ્ચાં હોવાથી અમારાથી ગુપ્ત રાખવી જોઇએ."

"હું તમારા કહેવાની મતલબ સમજું છું સુનાંબાઇ દાકતર બરજોરજીએ જવાબ આપ્યો અને તે કાગળ લઇને તરત તેણે પોતાના ગજવામાં સેરવી દીધો. "તમારી એવી ઈચ્છા છેકે તે મારી પાસે રહેવા દેવો ?"

મેં તેના તરફ આભાર સુચવતી નજરે કરી કારણ કે મારી છાતી એટલી ભરાઈ આવી હતી કે, હું કશું બોલી શકી નહીં. પછી મારા ભાઇઓ તથા મારી બેહેનોને લઇને દાકતર સાથે બીજા ઓરડામાં ગઇ. ત્યાં નમ્રતા તથા માયાળુ પણે થોડા વખત સુધી અમને દિલાંસો આપ્યા પછી દાકતર બરજોરજીએ કહ્યું કે, તે હવે જરૂર અમારા બાપની જલદી શોધ કરશે. વળી તેણે એમ પણ સુ-

ચઢ્યુ કે, મરણક્રિયા ઘણી આબરૂદાર રીતે કરશું અને શેહેરના મોટા મોટા માણસોની મદદ લેશું. ત્યાર પછી સાંજરે પાછા આવવાનું વચન આપી તે અમારાથી જુદો પડયો.

ઘણા કલાકો ગયા પણ અમારો બાપ પાછો આવ્યો નહીં, તેનું શું થયું હશે ? તેણે સદાને માટે પોતાનું ઘર તજ્યું હશે ? તેણે ચાલતી વખત અમારા ઉપર નજર કરી હતી તે છેલ્લી વારની હશે ? ટુંકામાં અમે નિરાધાર બાળકોનો હવાલો લેવાનો અમારા બાપનો છાંયો પણ અમને સજીત નહીં હોયકે શું ? તેણે પોતાનું ઘર તથા કુમળાં બાળકો આ રીતે તજી દીધાં ?

સાંજ પડી અને સૂર્ય પશ્ચિમ તરફની દ્રષ્ટી મર્યાદા તેના સોનેરી કિર્ણોથી પ્રકાશિત કરતો હતો. તે વખતે ગાંડો ફરાંગ અમારા ઝુંપડાના બારણા પાસે આવીને ઉભો રહ્યો. અમે સઘળાં એક બીજાંની અડોઅડ બેઠાં હતાં. અમારી સામું જોતો તે થોડીવાર સુધી ઉભો રહ્યો. અમે જાણ્યું કે દુર્દૈવના સમાચાર સાંભળીને તે અમારી ઉપર દયા બતાવવાને આવ્યો હશે, તેથી અમે તેની પાસે ગયાં નહીં; તેમજ તે શા માટે આવ્યો હતો તે પણ તેને પુછ્યું નહીં. તરત તેણે ઝુંપડાંની અંદર પગલાં ભર્યાં અને અમારી પાસે આવીને તેણે વિચિત્ર અવાજે તથા તેથી પણ વિચિત્ર ચેહેરે કહ્યું. "ગયાં ? બંને ગયાં ! તેઓએ મને કહ્યું કે મા મરી ગઈ અને બાપને તો મેં મારી નજરે જોયો કે,—"

અમે સઘળાં ચમકયાં અને આંસુથી ભરેલી આંખોએ અમે તેના કહેવાની મતલબ સમજાવવાની પ્રાર્થના કરી.

"મારે તે તમારાથી છુંપું રાખવું જોઇએ નહીં." તેણે અ-

મારી તરફ ઘણી વિચિત્ર રીતે જોઇને કહ્યું. "ના'ના. એમ કરૂં નહીં, એમ કરૂં નહીં. હમણાંજ નદી કિનારે મેં સઘળુ જોયું.—પેહેલ વેહેલુ ગળું કાપ્યું—પછી નદીમાં પડયો.—ભયાનક—અરે ! કેવું ભયાનક ?"

આ સમાચારથી તે નાના ઓરડામાં કેવો ગભરાટ પ્રસરી રહ્યો, તેનું વર્ણન કરવું કોઇ મહાકવિને પણ ભારી થઈ પડે એવું હતું; તો હું અલ્પ મતિવાળીની કલમમાં તો તાકાત ક્યાંથી હોય ? સોરાબ અને અરદેશર તેજ વખતે તે ગાંડા ફરામ સાથે જઈ તે જગોએ પકકો તપાસ કરવા તૈયાર થયા અને હું મારી બેહેનો સાથે ત્યાં બેસી રહી. તેઓ ત્યાંથી ચાલ્યા અને પાછળથી મારા જાણવામાં આવ્યું છે કે, એક પાડોસીને તેઓ સાથે લેતા ગયા હતા. તે પાડોસી ડુબેલાને શોધવા સારૂ બિલાડી તથા ફાનસ લઈને સાથે ગયો હતો.

ઘડેચી નદી ભાવનગર શેહેરથી અરધા માઈલને છેટે આવેલી છે. તે ભાગમાં તો તે એક સાંકડો અને છીછરો વેહેતો ઝરો છે, પણ કેટલીક જગોએ ઉંડી છે. લીલા કાંઠા વચ્ચે થઇને તે દોડે છે અને હિંદુઓના સ્મશાનના બંગલા પાસે જતાં તે પોતાનો વિસ્તાર પોહોળો કરે છે. અહિંથી તેનું નામ મોતી તળાવ કહેવાય છે અને ત્યાંથી થોડે દૂર ગયા પછી તે સમુદ્રને મળે છે.

બે કલાક કરતાં વધારે વખત સુધી મારા ભાઈઓ આ બિહામણી અંધારી રાત્રે બહાર રહ્યા. સૂર્ય નીચે પૃથ્વી પટમાં સંતાયો હતો તેથી અંધકારનો કાળો પડદો ભયંકર રીતે છવાઈ ગયો હતો. મેં ઘરનું બારણું બંધ કર્યું. મારી નાની બેહેનો થાકી ગયેલી હોવાથી

નિદ્રાને આધિન થઈ ગઈ અને ઘરમાં જાણે હું એકલીજ હોઉં, એમ ખીલાની પેઠે જડાઇ રહેલી જાગતી બેઠી. હા જ્યારે એક ઓરડામાં જીવતાં માણસો નિંદ્રા દેવીના પંજામાં સપડાયેલાં હતાં ત્યારે બીજા ઓરડામાં એક મુએલી ઓરતનું રવાન પડયું હતું. મને લાગ્યું કે બત્તી એવી ઝાંખી અગાઉ કોઇ દહાડો બળી નહોતી. મને કાંઈ બીક લાગતી નહોતી તેમજ મને કાંઈ વેહેમ પણ નહોતો. મેં જાણ્યું કે મારી માનો ભૂત પણ આ વખતે આવી મારી સામે ઉભો રહે, તો તે મને બીવડાવવાને બદલે ઉલટો દિલાસો દેણુ થઇ પડશે. તે મને શ્રાપ દેશે નહીં પણ આશિર્વાદ આપશે. હું ઘુંટણીએ પડી અને પાક પરવરદેગારની પ્રાર્થના કરી. અરે! એવા જુસ્સાથી મે કદી અગાઊ પ્રાર્થના કરી નહોતી. મારૂં હૃદય એટલું—એટલું બધુ ભરાઇ આવ્યું હતું કે તે ફાટયું નહીં તેથી હું અજાયબ થાઉંછું.

આખરે બે કલાકો પુરા થયા. સોરાબ અને અરદેશર પાછા આવ્યા. ગાંડો પરાગ તેને નદી કિનારે લઈ ગયો હતો. ત્યાં તેણે પગલાંની નિશાની, લોહીના ડાઘ અને રેતીમાં એક છીછરો ખાડો પડેલો જોયો તે ઉપરથી એવું અનુમાન થયું કે, મરનાર પોતાનું શરિર ઘસડી ઘસડીને નદીમાં જઈ પડયો હશે. કિનારા ઉપરથી છરી હાથ લાગી તે લોહીથી તરબોળ થઇ ગઇ હતી. તે મારા બાપની છરી હતી. બિલાડી વતી ઘણો તપાસ કર્યો પણ તેમાં નિષ્ફળતા મળી. આ સઘળી તપાસ ઊપરથી એવું અનુમાન થયું કે, મારા બાપે આપઘાત કર્યો અને નદીમાં પડગો હશે. ત્યાંથી તેનું મડદુ ઘસડાઇને સમુદ્રમાં મળી ગયું હશે. એ કમકમાટ ઉપજાવે એવા કૃત્યથી સાફ જણાઇ આવ્યું કે અમે હવે માબાપ વિનાનાં નિરાધાર

થઈ ગયાં હતાં.

બીજે દહાડે સવારમાં દાકતર બરજોરજી મારે ઘેર આવ્યા. તેણે મારી માના રવાનને અવલ મંજલ પહોંચાડવાની સઘળી ગોઠવણ કરી હતી, તે પ્રમાણે બંદોબસ્ત કીધો અને મરણક્રિયા પુરી થઇ.

અરે ! જેઓને પોતાનાં પ્યારાં નજીકનાં સગાંવહાલાંના મરણનું કારી કષ્ટ ભોગવવું પડયું હશે; જેઓને પોતાનાં હેતસ્વી માબાપનો શિતળ છાંયો એકજ વખતે છોડવો પડયો હશે અને જેઓ નિરાધાર અવસ્તાને આધિન થઈ વનના એકલવાયા ઝાડની પેઠે એકલાં રહી ગયાં હશે તેને મારી આ દુખદ અવસ્થાનું બરાબર ભાન થઈ શકશે. મારી સંપૂર્ણ ખાત્રી છેકે એવાં અનુભવી સ્ત્રી પુરૂષો મારી આ દુખદ કહાણીનું સ્મરણ થતાં—અરે ! આ દુખદ સ્થળ વાંચતાં પોતાની આંખોને આંસુથી ભિંજવ્યા વિના કદી રહેશે નહીં; પણ હવે તે શોક જનક વાત ઉપર લંબાણ નહીં કરતાં મારી વારતાની દોરી હું પાછી હાથમાં પકડું છું.

મારી માની મરણક્રિયા કર્યા પછી થોડાંક અઠવાડીયાં સુધી અમે અમારા ઘરમાંજ રહ્યાં પણ તે પછી તે ઘર છોડવું પડે તેમ હતું; કારણ કે દાકતર બરજોરજી અમને વારંવાર મળવા આવતા હતા, તેણે એક દહાડો મને કહ્યું કે અમારા ભવિષ્યને માટે તેણે એક ગોઠવણ કીધી હતી. અમે સઘળાં તે સાંભળવાને ઘણી ખુશી સાથે તઈઅર થયાં. અમે સારી પેઠે જાણતાં હતાં કે દાકતર બરજોરજી શિવાય આ જગતમાં અમારૂં ભલું ઇચ્છનાર બીજું કોઇ હવે નહોતું. દાક્તર બરજોરજીએ કહ્યું કે, જે શેઠ નવરોજજી-

ને ઘેર સોરાબ કામ કરતો હતો ત્યાંજ તેને રહેવાનું નક્કી થયું છે અને શેઠ નવારોજજીએ સોરાબને પોતાના ઘરમાં રાખવાને કબુલ કર્યું છે. અરદેશરને તેણે પોતેજ રાખવાનું દીલ જણાવ્યું અને વળી કહ્યું કે રફતે રફતે ઔષધીઓનાં મિશ્ર કરવામાં તેને કામે લગાડશે. ખુરશેદ તથા દીનાં વાસ્તે તેણે ધનાંબાઇ ધોકડાંવાળાંને ત્યાં ગોઠવણ કીધી હતી. મારે માટે મને જણાવ્યું કે, ભાવનગરની નજીકમાં આવેલા ધટેચી સ્ટેશનમાં એક ભલા પારસી કુટુંબમાં મોટી આયાના હાથ નિચે નાની આયા તરીકે નોકરીની ગોઠવણ કીધી હતી.

" આ પ્રમાણે" તેણે પોતાની કરેલી ગોઠવણ અમારી રૂબરૂ જણાવ્યા પછી કહ્યું. " હું ધારૂં છું કે તમારે એક બીજાંથી જુદું પડવું તથા તમારૂં પ્યારૂં ઘર છોડવું તે તમને ઘણું કઠણતો લાગશે, પણ શું કરવું ? બીજો એકે ઇલાજ નથી. વળી તમે એક બીજાંથી ઘણાં દૂર થવાનાં નથી, સુનાંબાઈ, તમારેજ માત્ર ભાવનગર છોડવું પડશે. તે પણ કાંઇ ઘણા માઇલ દૂર જવાનું નથી. તમને તેહેવારની રજા મળે ત્યારે તમારા ભાઇઓને તથા તમારી બેહેનોને મળવા આવજો. એટલામાં તેઓ તો પરસપર ઘણી વખત મળી ચુકયાં હશે. કેમ, હવે મારી ગોઠવણ વાસ્તે તમારો શું વિચાર છે? "

" અમે શું કહીએ " અમે સઘળાંએ આભાર સૂચવતા અવાજમાં કહ્યું અને તે સાથેજ રડી પડયાં. અરે તે વેળા મારૂં હૈયું જેવું ભરાઇ આવ્યું તેવું કોઇ દહાડો અગાઉ થયું નહોતું. મેં મારી બંને બેહેનોને ગોદમાં લઈ બચીઓ કરી. મેં અગાઉથીજ ધાર્યું હતું કે, અમારે એક બીજાંથી જુદું પડવું પડશે અને હવે તે સ-

મય બહુ નજીક આવ્યો, પરંતુ બીજો એકે ઉપાય નહીં હોવાથી અમારે તે ગોઠવણને શરણ થયા વિના છુટકો નહોતો. ગરીબ બિચારો અરદેશર ઘણો દુઃખી થતો જણાયો અને સોરાબ તે વિષે ઘણી થોડી કાળજી રાખતો હોય એવો માલમ પડયો.

બીજે દિવસે સૂર્યોદય થતાં અમે જુદાં પડયાં. ખુરશેદ અને દીનાંને દાકતર બરજોરજી, ધનાંબાઈ ધોકડાંવાળાંને ઘેર લઇ ગયા. ખુરશેદ મારી પેઠે ઘણી ઉદાસીમાં ડુબી ગઇ હતી અને નાની દીનાં તો મને એવી રીતે બાઝી પડી કે તેણીથી જુદું પડતાં મારૂં હૃદય ફાટવા લાગ્યું; પણ આખરે અમે જુદાં પડયાં. બંને બેહેનો મારાથી છુટી પડી અને તેજ બપોરે હું પણ સોરાબ અને અરદેશરથી જુદી પડી. તેઓ મને સ્ટેશન સુધી વળાવવા આવ્યા અને જુદાં પડતી વેળા સોરાબની આંખોમાંથી તો ઘણાં થોડાં આંસું પડયાં, પણ અરદેશર ડુસકે રડવા લાગ્યો.



## પ્રકરણ ૪ થું.

## મારી પેહેલી નોકરી.

જે કુટુંબમાં મને નોકરી મળી હતી તેનું નામ રેડીમની કુટુંબ કહેવાતું હતું. તે ભાવનગરથી આશરે બે માઈલને છેટે ઘડેચી સ્ટેશન નજીક "રેડીમની લોજ" નામથી ઓળખાતા મકાનમાં રહેતું હતું. આ મકાન સાધારણ ઉંચાઇનું હતું તેના આગલા ભાગમાં બગીચો બનાવેલો હતો અને પાછલા ભાગમાં નોકરોને રહે-

વાની કોટડીઓ હતી. હું પછવાડેના બારણાથી અંદર ગઈ, માંહે પેસતાંજ એક બાજુ તરફ રસોડાની સગવડ જોઇ અને બીજી બાજુએ તેની સામેના ઓરડામાં રાધળા નોકરો બેઠેલા જણાયા. આ ઓરડો નોકરોને બેસવા માટેજ હતો એવું મેં પાછળથી જાણ્યું. હું તે ઓરડામાં ગઈ ત્યારે એક બબરચી, એક સ્ત્રી, (જે મેં પાછળથી જાણ્યું કે મોટી આયા હતી, એક બીજો ચાકર તથા એક દાસી એટલાં જણ બેઠાં હતાં. તેઓની પાસે જઇ મેં મારી ઓળખાણ આપી, તે ઉપરથી તેઓ સઘળાંએ મને આવકાર આપ્યો અને ઘણા હેતથી બેસવાને ખુરસી આપી. જે મજુર મારૂં પાકીટ ઉપાડી સાથે આવ્યો હતો, તેને તેઓએ મજુરીના પૈસા ચુકવી દીધા. થોડી વાર સુધી ત્યાં બેઠા પછી જે ઓરડામાં મારા શેઠનાં છોકરાં હતાં ત્યાં મને લઈ ગયાં. ત્યાં ગયા પછી મને જણાયું કે, એક દસ વરસનો છોકરો, એક ૭ વરસની છોકરી અને એક નાના માત્ર એક વરસના બાળકની મારે સંભાળ રાખવાની હતી. હું તે બાળકોને ગમતાથી બોલાવી મારી ઓળખાણ આપવાની તૈયારીમાં હતી, એટલામાં એક જોસભેર દોડી આવતી ગાડીના ઘોડાની ખરીઓએ અમારૂં ધ્યાન ખેંચ્યું. તે ગાડી અમારા બંગલાને દરવાજે આવી ઉભી રહી કે, તરત બાળકોનો હર્ષનો નાદ થયો. આ ઉપરથી મને સમજાયું કે, મારો શેઠ અને શેઠાણી બહાર ફરી પાછાં આવ્યાં હતાં. આશરે ૨૦ મિનિટ ગયા બાદ મને મારાં શેઠ અને શેઠાણી તરફથી કહેણુ આવ્યું કે, મારે દિવાનખાનામાં એકદમ હાજર થવું.

મેં તરત તે હુકમ માથે ચડાવ્યો અને ધાસ્તીથી ધડકતી છા-

તીએ દિવાનખાનામાં પેઠી. અંદર પેસતાંજ મારી શેઠાણી રતનબાઇને જોઇને મને અસંતોષ ઉપજ્યો; કારણ કે પેહેલી નજરેજ મને તેણી ગરમ મિજાજની, ફાટેલ મગજની અને તીણી આંખોવાળી કર્કશાબાનું જણાઈ હતી. તેણીનો ખરો સ્વભાવ ઓળખવામાં મારા જેવી અજાણી અને બીન અનુભવી તપાસનારીને પણ ભૂલવાનો સંભવ નહોતો. તે આશરે ૩૨ વરસની ઊંમરની જણાતી હતી. તેણીએ ઘણોજ ભભકાદાર પોશાક પેહેર્યો હતો અને શરીર ઉપર ઉચકી શકાય એટલાં ઘરેણાં ખડક્યાં હતાં. તેણી જેટલી છટેલ અને ક્રૂર દેખાતી હતી તેટલોજ તેણીનો ભરથાર—રતનજી રેડીમની—પરોપકારશિળ અને નમ્ર દેખાતો હતો. ઊંમરમાં તે તેણીનાથી બમણો હતો. તેના વાળ સફેત થઇ ગયા હતા. માથામાં ટાલ હતી પણ મજબુત બાંધાનો અને આનંદી દોસતા ચેહેરાનો હતો. તેણે તદન સાદો પોશાક ધારણ કર્યો હતો. સફેત પોહોળો પાટલુન છેક ઘુંટી સુધી ઘાલેલો હતો અને પગમાં સારા ઉંચી જાતના બૂટ હતા, તે ખાંનદાન ગીરાસદાર હતો. થોડાંક વરસ થયાં તેણે પોતાના ગીરાસની જમીન પોતાની આગલી ઓરતના મોટા છોકરાને સોંપી દઇ પોતાને માટે રાખેલી થોડી જાગીર ઉપર નિર્વાહ ચલાવનો હતો અને ઠંડે પેટે પોતાના ઉદ્યોગનું ફળ ચાખતો તેની બાકી રહેલી જીંદગી સુખમાં ગાળતો હતો.

"દાકતર બરજોરજીએ જે જુવાન સ્ત્રીને માટે એટલી મજબુત ભલામણ કીધી છે તે તુંજ કે અલી ?" તિક્ષણ આંખો મારી સામે ઠેરવીને મારી શેઠાણીએ પુછ્યું.

"હા. બાઇસાહેબ," મેં વિનય પૂર્વક જવાબ આપ્યો. "આ

પેં ગજ રંક ઉપર આટલી રેહેમ કીધી તે માટે હું આપનો ઘણો-જ ઉપકાર માનું છું. " હું અટકી પડી અને આંખોમાંથી આંસુ-ની ધારા ચાલી.

" આવ, આવ, કેવી નાદાન છે ? " તેણી પ્રથમ હસી અ-ને પછી કરડો અવાજ કરીને બોલી. " આવડી મોટી સાંઢીયા જે-વડી થઇને રડે છે શું ? શરમાતી નથી! આવતાંને વાર પલપલીયાં શું પાડે છે? "

" મારી પ્યારી, તે બિચારી ઉપર ગરમ થતી ના." મારા શે-ઠે પટાવીને કહ્યું. " તેણી બિચારી ગભરાતી હશે. "

" તમે તમારી જીભ પકડીને બેસી રહો રતનજી, " મારી શે-ઠાણીએ રોષથી કહ્યું. " મારા કામમાં આડે આવવાનો તમને બીલ-કુલ હક નથી. ઘરનો કારોબાર ચલાવવાનુ કામ મારૂં છે તે શું ત-મે જાણુતા નથી? આટલું છતાં મારા કામમાં વચ્ચે પડવાની ત-મને શું જરૂર છે?'

" પણ મારી પ્યારી. " મારા શેઠે શિખામણ રૂપે પણ ઠ-પકાના અવાજમાં કહ્યું. " મેં માત્ર—"

" બસ, બસ. રતનજી, " મારી શેઠાણીએ ગર્જના કરી તે-ને બોલતો અટકાવીને કહ્યું. " મેહેરબાની કરીને તે બાબત ઉપ-ર આ વખતે દલીલ કરો નહીં. " પછી તરત ભેરવ સરખી આં-ખો મારી તરફ ફેરવીને પુછ્યું. " તારી ઉંમર કેટલી છે જુવા-ન સ્ત્રી ?"

" સોળેક વરસ થયાં છે બાઇસાહેબ, " મેં જવાબ આપ્યો. " અરે! ત્યારે જુવાન સ્ત્રી શાની ?" મારા શેઠે કહ્યું " માત્ર છો-

કરી કહો."

"મેહેરબાની કરીને અમારી વચ્ચે ન પડો." તેની ઓરતે કરડાઈ સાથે આજીજી કરી. પછી તેણીએ મને પુછયું. "અલી, તારૂં નામ શું ? દાકતર બરજોરજીએ મને કાંઇ કહ્યું હતું ખરૂં પણ તે હું ભૂલી ગઇ."

"મારૂં નામ સુનાં છે બાઇસાહેબ," મેં જવાબ આપ્યો.

"ખરેખર સઘળી આયાઓનાં નામ સુંનાંજ હોય છે." મારા શેઠે મજાકમાં કહ્યું. "તેજ પ્રમાણે—"

"તમારી હુશિયારી તમારી પાસેજ રાખવાની મેહેરબાની કરશો ?" તેણીએ અતિ કરડી નજર કરીને ક્રોધથી કહ્યું. "હવે તમે ચૂપ રહેશો ?"

"મારી પ્યારી' મેં માત્ર મજાકમાંજ કહ્યું છે." મારા શેઠે તેણીને ઠંડી પાડવા કહ્યું. "એક મજાક ખાતર—"

"પણ તમારે નોકરોની હાજરીમાં મશ્કરી કરવાનું ચેટક લાગ્યું છેકે શું?" તેણીએ ઠપકો આપી પોતાના ભેરવ સરખા ડોળા મારી તરફ ફેરવ્યા. "સુની, તું જાણતી હોઈશ કે તારે વાસ્તે દાકતર બરજોરજી સાથે મેં કેવી ગોઠવણ કીધીછે? તારે હમેશાં મારા બાળકોની પાસે તેઓના ઓરડામાંજ રહેવાનું છે. નોકરોના ઓરડામાં કે રસોડામાં તારે જવાનું કાંઇ કામ નથી તે તું બરાબર યાદ રાખજે. હું લવારો કે ગરબડ કરવા દઈશ નહીં, તેમજ ખીખી ખાખા અને કાનફુસીયાં કરવા સામે અગાઉથી ચેતવણી આપુંછું. વળી તારાં કોઇ સગાં વહાલાંને હું અહિં બીલકુલ પેસવા દઇશ નહીં. તને કોઈ મળવા ઈચ્છે તો તારે બાહાર જઇ તેમની સાથે

વાતચિત્ત કરવી અને પાછાં જલદી અંદર આવવું. હું તેમને મારા બંગલામાં તારી પાછળ દોડવા દઇશ નહીં. હું શું કહું છું તે તું બરાબર સમજે છે કે અલી ?"

હું સંપૂર્ણ રીતે સમજતી હતી કે, મારી શેઠાણી મને નકામી સાવચેતી આપતી હતી અને તે વળી એવી રીતે તથા એવા અવાજમાં કે, જાણે એવી ભૂલ હું અત્યારથીજ કરી ચુકી હોઉં અને તેણી મને ઠપકો દેતી હોય. ટુંકામાં તેણીના શબ્દો મને હાડોહાડ ઉતરી ગયા. હું તેણીને બનતી મેહેનતથી રાજી કરવાના ઇરાદાથી અહિં નોકરી રહેવા આવી હતી, પણ મને આવી શરૂઆતથી ખાત્રી થઇ ગઈ કે, હું ગમે તેટલું કરીશ પણ તેણી બીલકુલ પ્રસંન થશે નહીં. "આગેસે ગદ્ધા આયા, લશ્કરકા ભેદ પાયા." જ્યાં શરૂઆતજ નિષ્ફળતામાં જણાય ત્યાં લાભની આશા કયાંથી હોય ? તોપણ મારી લાગણીઓ મેં મુશ્કેલીથી દાબી દીધી અને હું સમજી કે નહીં, તેના ઉતરમાં ધીમેથી "હા." બોલી.

"તું જુએ છેકે તેણી બિચારી કેવી બીકણ તથા શરમાળ છે?" ફરીથી રતનજી શેઠ મારી તરફેણમાં બોલ્યો.

"તમારી જીભ પકડીને બેસી રહો રતનજી," તેણીએ ડોળાના દાબથી દબાવવાની ઢબે કહ્યું. "તમે શું સમજો છો? જે પાણી જોવામાં ઘણું શાંત દેખાય, તે કેટલી વખત ઘણું ઉંડું જણાઇ આવે છે. હું અહિં આ છોકરીને વાસ્તે કહેતી નથી. આપણે તેને સારી અજમાયેશ—"

"બરાબર, બરાબર. તે બિચારી—" મારો શેઠ ચીપીઆ વતી પોતાની પાસે પડેલી શગડીમાં દેવતા સંકોરવા લાગ્યો.

"દેવતાને હગણું સંકોરવાની કશી જરૂર નથી રતનજી." તેની ધણીઆણી તરત બોલી ઉઠી. "આ પ્રમાણે તમે બળતણ બગાડો તે મારાથી સહન થઇ શકતું નથી." ફરીથી મારી સામી આંખો ઠેરવી તેણીએ બોલવું જારી રાખ્યું. "અલી જુવાન સ્ત્રી, તારે એક નાના બાળકની સંભાળ રાખવી પડશે. તે ઘણાજ સારા મિજાજનું—"

"ઘણાજ આડા મિજાજનું" મારો શેઠ બડબડયો.

"નહીં સાહેબ." તેની ધણીઆણીએ ગર્જના કરી અને મારા શેઠ તરફ એવી કરડી નજર કરીકે, સઘળો દેખાવ બદલાઇ ગયેલો મને જણાગો; તેથી ત્યાંથી ચાલી જવાનું મારૂં મન થયું. "તે બાળકને ઘટતી રીતે રાખવામાં આવ્યું હોય તો તે ઘણુંજ સારૂં, અનહદ આનંદી અને અત્યંત મળતાવડા મિજાજનું છે. તેની સાથે વાતો કરવી જોઈએ, લાડ લડાવવાં જોઇએ, રમત રમાડવી જોઈએ અને પ્રિયકર વાકયોથી પટાવવું જોઈએ. અગર જોકે તે નાનો છે પણ અલબત તેને થોડો મિજાજ છે. એવો મિજાજ બુચીબાઈ અને બહમનજીને પણ છે." મારી શેઠાણીએ એક દીકરી અને મોટા દીકરા વિષે ખુલાસો કીધો.

હવે મને હિંમત આવી અને હું મારાથી બનતી મેહેનત કરી પૂર્ણ સંતોષ આપીશ એમ જણાવવાની ઇચ્છા થઈ, તેથી આંખોમાં આંસું સહીત અને ભાંગે તુટે સાદે મેં મારી શેઠાણીને ખાત્રી આપતાં વચનો કહ્યાં કે, બાળપણમાં મને ઘણી ઉમદા કેળવણી મળી છે તેથી બકવાદ કર્યા કરૂં કે ઠીઠીયા કરી સુસ્ત—"

"ઘણી ઉમદા કેળવણી ?" તેણીનું કલેજું ઉથલાઈ જતું હો-

ય એવી રીતે બૂમ પાડીને બોલી. " ભલી થઇને એ વચન અ-
હિં વાપરતીજ ના. જે જે નોકરો અહિં નોકરીને વાસ્તે આવી
ગયાં છે તેઓ સઘળાંએ પોતાને ઘણી ઉમદા કેળવણી મળ્યાનું જ-
ણાવ્યું હતું, પણ અંતે કોઇએ સારૂં નિવડયું નથી. એક તો મા-
રો સદરો ઉઠાવીને નાસી ગઈ. તમને યાદ છે રતનજી? તમે કહેતા
કે તેણી ખુબસુરત દેખાવની હતી, પણ મને તો તેણીનો ચેહેરો બી-
લકુલ ગમતો નહીં."

"હું કબુલ કરૂં છું પ્યારી. એવી ખુબસુરતીની પરિક્ષા કરવા-
માં તું ઘણી કાબેલીયત ધરાવેછે" તે ઘરડા પારસીએ પોતાની
જુવાન ઓરત સાથે મળીજવાના ઇરાદાથી કહ્યું. "પણ ખરેખર"—

" મેહેરબાની કરીને 'પણ' ની માફી રાખશો. " તેણી કરડા-
ઇથી બોલી ઉઠી અને પછી મારી સામે જોઇને ચલાવ્યું. " પેલા
મારા નાના રૂસ્તમની સંભાળ તું બરાબર રાખજે અને રડવા દેઈશ
નહીં. જો તે રડશે તો તેનો જવાબ હું તારી પાસેથી લઈશ. તેજ
પ્રમાણે ભાઇ બહમનજી અને બેહેન ખુર્ચીબાઇની પણ સંભાળ રા-
ખજે. તેઓ સઘળાં મળતાવડા સ્વભાવનાં બાળકો છે. તેઓ પગે
ચાલીને ફરશે પણ ગાડીમાં બેસશે નહીં. તેઓનો સ્વભાવ મધુર છે
અને તેઓમાં તેઓની માનો મિજાજ—"

આ વખતે મારા શેઠે મોં બંધ કરીને શોકનો અવાજ કાઢયો,
પણ પછી તરત તેને જાણે ઉધરસ આવતી હોય તેમ ખોંખો કરીને
ઉડાવી દીધો.

" હા. તેઓમાં તેઓની માનો મિજાજ છે. " તેણીએ એટ-
લા ભારથી તથા એવી કરડી નજરથી બોલવું જારી રાખ્યું કે મા-

રો શેઠ દબાઇ ગયો. " અને તેઓની મરજી વિરૂદ્ધ તું ચાલશે તો તેઓ સહન કરશે નહીં. તેઓની હાએ હા, અને ના, એ ના, રાખવી. વળી યાદ રાખજે કે, ઓરડા બાહાર જઇ તારે કોઇની નિંદા કરવી નહીં, કારણ કે તેથી બાળકોને ખરાબ દાખલો મળેછે. તું હરરોજ તેઓને સારી પેઠે સ્વચ્છ રાખજે અને જોતી રહેજે કે, તેઓ પોતાના પગમાં મેલા જોડા પેહેરીને દાદરા ઉપર દોડાદોડ કરે નહીં. કોઇ કોઈ વખતે સાંજની વેળાએ બહાર નદી ઉપર તેઓને ફરવા લઇ જજે, પણ બરાબર સંભાળ રાખવી કે, તેઓ ઘાસ ઉપર દોડીને પોતાના પગ ભીંજવે નહીં, તેમજ વાડ તરફ ન જવાનો પક્કો બંદોબસ્ત કરવો. તેઓનો પોશાક ઉંચો તેમજ નિચો ન થાય તેની તારે ચોકસ ખબર રાખવી. તારી ફુરસદનો સઘળો વખત તારે સીવવામાં ગાળવો, કારણ કે ઊદ્યોગી છોકરી તરીકે તારે ઘણું કરી બતાવવાનું છે. તારા પગાર વિષે તો તું અલબત જાણીતી હોઇશ કે, દાકતર બરજોરજી સાથે મેં શું બંદોબસ્ત કીધો છે. દર અઠવાડીએ સવા રૂપીઓ એટલે દર મહિનાના પાંચ રૂપીઆ તને મળશે. તે પેહેલા વરસને માટે છે; સમજે છે કે ? જો વરસ પુરૂ થયા પછી અમને તું પસંદ આવશે તો તારા પગારમાં ચાર આનાનો વધારો કરી આપીશ. તે ખાતે બીલકુલ ચિંતા કરવી નહીં. તું સારી છોકરી થજે અને બનતી મેહેનત કરી—"

" જેટલી મેહેનત તારાથી બની શકે તેટલી બરાબર યાદરાખ. " અહિં મારો શેઠ વચ્ચે પુરાયો અને તેનાં કહેવાની મતલબ એ હતી કે, તે ઓરતને જો કાંઇ ખુશી કરે એવું હોય તો તે માત્ર " બનતી મેહેનતજ " હતી.

" તમારી જીભ પકડો રતનજી. " મારી શેઠાણી છછડી પડી. " મારી અને મારા નોકરો વચ્ચેની વાતચિતમાં તમે ખાલી બકવાદ કરો નહીં. હું નક્કી કહુંછું કે મારે અને આ છોકરીને ઠીક બનશે, પણ જો તેણી મારા કહેવા પ્રમાણે ચાલશે તોજ. સુંની, તું હવેજા અને તે રમુજી બાળકો સાથે દોસ્તી બાંધી દે. "

મારા શેઠ અને શેઠાણી સાથેની પેહેલ વેહેલી મુલાકાતમાંજ આ દેખાવ મારા જોવામાં આવ્યો. તે ખરેખર મારા મનને જરા પણ આનંદ જનક નહોતો. મારો શેઠ રતનજી રેડીમની માયાળુ અંતઃકરણનો હતો, એમાં તો બીલકુલ શક નહીં; પણ તે સાથે તે પોતાના ઘરમાં સત્તાહીન હતો એ ખુલ્લી રીતે જણાઈ આવતું હતું. મારી શેઠાણીમાં બીલકુલ દયા નહોતી. ઉંડા શોકમાં હું ગરક થયેલી હતી તેથી મારા ઉપરનાં દુઃખો તેણીને સમજાયાં હશે, પણ તેણીના હોઠમાંથી દયાનો એક શબ્દ વટીક નિકળ્યો નહીં. સાવચેતી અને આજ્ઞા શિવાય બીજું મેં તેણીની પાસેથી કાંઈ સાંભળ્યું નહીં. મારા ઓરડા તરફ પાછી આવતાં મને વિચાર થવા લાગ્યો કે, હું આ પેહેલીજ વખત નોકરી કરવા નિકળીછું તથાપિ દાકતર બરજોરજીએ આવી શેઠાણીના હાથમાં મને સોંપી એ શું ? પણ અરે ! સઘળી શેઠાણીઓ એવીજ હશે, એવો મેં મારા મન સાથે નિશ્ચય કીધો. તેણી પોતાના નોકરો સાથે આવી રીતેજ વર્તતી હશે. વળી મને એક વિચાર આવ્યો કે, દાકતર બરજોરજીએ તેણીને તેણી છે તે કરતાં વધારે માયાળુ અને વધારે મળતાવડી ધારી હશે; અને ખરેખર આમજ બન્યું હતું તે મેં પાછળથી જાણ્યું.

મારી શેઠાણીએ જે જૂદી જૂદી આજ્ઞાઓ મને આપી હતી

તે પાળવી એ કાંઈ સેહેલું કામ નહોતું એમ મને તરત જણાયું. કારણ કે તેણીનાં દરેક બાળકને સાચવવાનું કામ ઘણું વિકટ હતું. પેહેલવહેલાં નાના દીકરા રૂસ્તમ વિષે બોલુંછું. હું નક્કી કહુંછું કે, તેના જેવું ચિડીયું, આડું અને તામસી બાળક આખી દુનિયામાં કોઈ હશે નહીં, કોઇ કોઇ વખત હું તેનાથી અત્યંત મુંઝાતી. તે ચીસો પાડવા માંડે, તે ગાંડાની મિસાલે લાતોના પ્રહાર કરે અને પોતાના માથાના વાળ ખેંચે. ટેબલ ઉપરથી ખાંણુંની રકાબીઓ નિચે પટકે, પ્યાલાઓ ફોડી નાંખે અને ચમચાઓનો કચરઘાણ વાળે. જો હું તેને શાંત પાડવાના ઇરાદાથી બચ્ચીઓ લઉં કે લાડના વાકયોથી દિલાસો આપું તો મારા હાથમાં કુદકા મારીને એવી રીતે ઉછળે કે ઘણો પકડી રાખવા છતાં તેનું માથુ નિચે લટકતું રહે અને માત્ર તેના પગ મારા હાથમાં રહેવા પામે. એવે વખતે મને ધાસ્તી લાગતી કે, રખેને તેના બરડાનું હાડકું ભાગી જાય. જો કોઈ વેળા તેને ઠંડો પાડવાને ધમકી બતાવું તો તરત છછળવા માંડે મારી સાડી, રૂમાલ કે જે લુગડું તેના હાથમાં આવે તે પકડીને ચીરી નાંખે. મારે વળી તેની સાથે સુતું પડતું, તેથી ઉંઘ તો હોયજ કયાંથી? જો દિવસે તે જાગતો હોય તે દરમ્યાંન એક ક્ષણ વાર પણ તેને નિચે મુકું તો તરત એવાં ચીસો પાડવા માંડે કે, આખા ઘરને ધાસ્તી લગાડે. ત્યારે સીવવાનું કામ થાયજ કયાંથી! આવો તે નાનો છોકરો રૂસ્તમ હતો અને તેની માના કહેવા-મુજબ તેણીના સઘળા સ્વભાવનો કંઈ લેશ આ નાના બાળકમાં આવેલો દીસતો હતો.

બહમનજી પણ પણો અટકચાળો હતો. હું કાંઈ કહું તો સામા ચાળા પાડતો, મરજીમાં આવે તેમ બકતો અને આખો દહાડો

મસ્તી કર્યા કરતો. તેની બેહેન બુચીબાઇ પણ એટલીજ તોફાની હ-
તી અને વળી વધારે એ હતું કે સઘળાંને તેઓની મા જેવોજ સ્વ-
ભાવ હતો.

આ નોકરીમાં જીંદગી કાઢવી મને અકારી થઇ પડશે એવું મેં તરત જાણ્યું. રૂસ્તમ ચીસ પાડતો ત્યારે રતનબાઇ દોડી આવતી અને પુછતી કે, " મારા છોકરાને શું કર્યું અલી ? " અને હું તેને અડકી પણ નથી. એમ જ્યારે જણાવતી ત્યારે તેણીના ગુસ્સાનો પાર રહેતો નહીં. જો હું તે બાળકને છાનું રાખી શકું નહીં, તો હું કશા ઉપયોગની નહોતી એવું તેણી દર વખતે જણાવતી. અને તે-ણીની મરજીમાં આવે એવી ગાળોથી મને વધાવતી. આવે પ્રસંગે તેના મુખમાંથી નિકળેલાં કેટલાંક સાધારણ વચનોનો નમુનો મારા વાંચનારને માટે નીચે આપુંછું.

" સુની, આ છોકરાને તેં શું કર્યું ? કાંઈ નહીં! તે તારે બો-લવુંજ નહીં. તે જૂઠું છે. હું તે માની શકીશ નહીં. મારા છોકરાના સ્વભાવ વિષે હું સારી પેઠે જાણુંછું. ત્યારે તે એકાએક રડેછે કેમ ? તેને રડવાની હોંશ થતી હશે. નહીં નહીં. હું તારૂં કહેવું માની શ-કતા નથી. મને ધાસ્તી લાગેછે કે, તું તેને મારતી હોઇશ અગર ચીમટી ભરતી હોઇશ. તે તેનો સ્વભાવ છે એમ તારે કહેવું નહીં. કો-ઇને રડવાની હોંશ થતી નથી. જો તને ફુસલાવીને રમાડવાનું આ-વડતું હોય તો તેના જેવું ભલું છોકરૂં બીજું કોઇ હશે નહીં એમ તને લાગે. તારી સાડી ફાડી નાંખ્યાની તું ફરીયાદ કરેછે પણ જો તેને રાજી રાખવાને તારાથી બનશે નહીં તો અલબત તે હમેશાં એ-મજ કરશે. અરે ! કેવો બિચારો નાનો છોકરો જો તે કેવો ડુસકાં

ભરેછે ? મને શકછે કે, તેં તેને કાંઈ પણ કર્યુ છે. હવે તારી આવી ચાલ હું સહન કરીશ નહીં તું બાળકો પર બીલકુલ પ્યાર રાખતી નથી બલકે તને બાળકો સાથે પ્યાર રાખતાં આવડતું નથી. છોકરાં સાચવવા ખાતે તું તદન ના લાયક છે, તેમજ બીજા કોઇ પણ કામને માટે લાયક નથી- મારા ઘરમાં તું બીલકુલ બીન ઉપયોગીછે, પણ તને નાવારસ ધારી તથા દાકતર બરજોરજીની મજબુત ભલામણ ઉપર સરત રાખી માત્ર દયાની ખાતર તને નિભાવુંછું, ત્યારે તું ઉલટી મારાં પ્યારાં છોકરાંને હેરાન કરેછે. ચાલ ખાલી રડના ડુસકાં ભરવાના ઢોંગ છોડીદે. આંખમાંથી પાણી પાડવાની ધુતારા વિદ્યા તજીને તારૂં કામ કર. છોકરાંના શરીર ઉપરથી લુગડાં ઉતારીને જોઉં. તો હમણાંજ નેતરની સોટીઓનાં કાળાં ચાઠાં હું જોઇ શકું, પણ તે જોવાની મારી હિંમત ચાલતી નથી. અરે ! સામું બોલના. ચુપ. રાંડ——વધારે લવારો છોડીદે. જો કાંઇ બોલીછે તે મારા ઘરમાંથી તરત કાઢી મુકીશ. ”

આવા હૃદય વેધક ઠપકાઓ એક વખત નહીં પણ અનેક વખત સાંભળવાનું મારા નસીબમાં સરજેલું હતું. તેણી દરેક વખતે ગાળોનો વરસાદ વરસાવતી દાદરે ઉતરતી અને છેલ્લે આખું ઘર ધ્રુજે એવી રીતે દિવાનખાનાનું બારણું જોરથી બંધ કરતી; તેણીની ગલીચ જીભને કાતરની પેઠે ચલાવતી ચાલી જતી.

આ નોકરીમાં હું સુખી હતી કે દુઃખી, તેનો મારા વાંચનારને બરાબર ખ્યાલ થયો હશે, પરંતુ તે મારી સમાયણનો લેશ ભાગ હોછે. જો તે નાના છોકરાને મારા ખોળામાંથી અળગો કરૂં કારણકે તે ઉભો તો રહેતોજ નહીં, તો આખું ઘર તેની તીણી ચીસોથી

ગજાવી મુકતો; તે સાંભળીને મારી શેઠાણી દોડી આવતી અને ઉપર બતાવ્યું તેમ મારી કમબખ્તીનું પાનું વાંચવું શરૂ કરતી. વળી તે સઘળાં છોકરાંના કપડાં સાંધીને મારે દુરસ્ત રાખવા પડતાં એટલુંજ નહી પણ તે કપડાંની સીવણ વગેરેમાં કાંઇ ફેરફાર થયેલો હોય તો તેનો ઠપકો પણ દરજીને બદલે મારે માથે આવી પડતો હતો. દિવસે ફક્તમ થોડીવાર સુતો તે વખતે હું કપડાં દુરસ્ત કરતી પણ સામટાં કપડાંને માટે આ જુજ વખત મને પુરતો નહોતો. મારાં કપડાંની હું બીલકુલ સંભાળ તેટલા વખતમાં લઇ શકતી નહીં. એક દિવસ બાળકોનાં કપડાં દુરસ્ત કરવા સારૂ મધ્યરાત્રી સુધી હું સીવતી બેસી રહી તેથી બારીમાંનું અજવાળું વાડીના માળીએ જોવાથી સવારે શેઠાણીને કહ્યું. આ ઉપરથી તેણીએ મને એટલો સખ્ત માર માર્યો કે, મારે એક અઠવાડીઆ સુધી પથારી સેવવી પડી.

તેણીએ કહ્યું કે, હું સુસ્ત અને નાલાયક હતી. રાત્રે દીવો બાળીને હું કોઇ ઇસકી નોવેલ વાંચતી હોઈશ અથવા કોઈ આશક ઉપર પ્યારની ચીઠી ખરડતી બેઠી હોઇશ. આવાં વચનો સાંખવાને હું નારાજ હતી પણ શેઠાણીઓ મરજીમાં આવે તેમ બોલતી હશે એવું સમજીને સાંખી રહેતી હતી

જ્યારે હું છોકરાંઓને બહાર ફરવા લઇ જતી ત્યારે બદમન તથા ખુચીને મારા કહેવા મુજબ અનુસરતાં હું જોતી નહીં. મારા કહેણથી તેઓ ઉલટાં ચાલતાં હતાં. વાડીમાં દોડવાની હું ના કહું તો તેઓ તેમ કરવા માંડે અને અ ધા કલાકમાં પારવિનાનું નુકશાન કરે. આ સઘળા નુકશાનનો ઠપકો મારે માથે આવી પડતો હતો. હું તેઓની કાંઇ સંભાળ રાખતી નથી, તેઓની મરજી

પ્રમાણે વર્તવા દઉ છું અને મારી નોકરીને માટે હું બેદરકાર છું એ મને હમેશનો ઠપકો હતો. કદાચ હું તે છોકરાઓને ધમકીથી નરમ પાડતી તો તે બહમન તથા બુચી તેણીની મા પાસે દોડી જતાં અને મેં તેઓને માર્યાં તથા ચીમટા ભર્યા એવું ખોટું તોહમત જોડી કાઢી ફરીયાદ કરતાં. હું મારી દલીલ રજુ કરવા કાંઈ બોલતો તો તેણી મને અટકાવી ચુપ રહેવાનું કહેતી તથા હજારો ગાળોનો વરસાદ મારી ઉપર વરસાવતી, તેથી હું "સુડી વચ્ચે સોપારી" હતી.

મારી શેઠાણી સઘળાં નોકરોપર ગુસ્સે થતી હતી પણ બીજાંઓ તેણીની કશો દરકાર રાખતાં નહીં, કારણ કે તેઓ મોટી ઉંમરનાં તથા ઘણી નોકરીઓમાં ફરીને આવેલાં હતાં; તેઓને આ નોકરીની વધારે ગરજ નહોતી. હું ગરીબ, નિરાશ્રીત અને માબાપ વિનાની હોવાથી તેણીના નિર્દયપણાનો ભોગ થઇ પડી હતી. મારી સ્થીતિ દાકતર બરજોરજીને લખી વાકેફ કરવા હું વારંવાર તૈયાર થતી પણ કલમ પકડતાંજ હિંમત હારી જતી. આ દુઃખી દિવસોમાં મારા ભાઇ સોરાબ અને અરદેશર તથા મારી બેહેન ખુરશેદના કાગળો મને દિલાસા રૂપ થતાં. તે કાગળો મારા બળતા કલેજાને ઠંડક આપતા, અને મારા ઉસ્કેરાએલા જીવને શાંત કરતા. સોરાબના કાગળ થોડી લીટીઓમાં લખાએલા અને ઘણે અંતરે આવતા પણ અરદેશર તથા ખુરશેદના કાગળો વિગતવાર હકીકતોથી ભરેલા અને વારંવાર હતા.

એક દિવસ હું મારા ઓરડામાં દુખની લાગણીએથી ગમગીન થઇ બેઠી હતી. નાનો રૂસ્તમ પાસેના પારણામાં નિદ્રાવશ પોઢેલો હતો;

એવામાં મને સંદેશો મળ્યો કે, મારે નીચે દિવાનખાનામાં હાજર થવું; કારણ કે ત્યાં દાક્તર બરજોરજી આવેલા હોવાથી તે દયાળુ દાક્તર મને તો ઈચ્છતા હતા. આ નવા ખબરથી મને નવી તાજગી મળી અને મારા આખા શરીરમાં આનંદની ધ્રુજરી વ્યાપી રહી. હું એકદમ ઉઠી અને ચાલીને કે ઉડીને દિવાનખાનામાં ગઇ તે મને યાદ નથી. બારણામાં પેસતાંજ તે ભલા દાક્તરને મારાં શેઠ શેઠાણી સાથે જમવા બેઠેલો જોયો. તે વખતે મારી શેઠાણીને એટલી મળતાવડી, એટલી માયાળુ અને એટલી નમ્ર મેં જોઈ કે હું ખરેખર દંગ થઇ ગઇ અને તેણી મારી શેઠાણી પોતેજ હતી કે નહીં તે નક્કી કરતાં મને મુશ્કેલી પડી. મારી શેઠાણીએ પોતાનો તામસી પંડદો દૂર કરી હાસ્યનો ઓઢયો હશે એવું એક ક્ષણવાર ખરેખર હું માની શકી નહીં.

" આ રહી સુનાંબાઈ. " હું અંદર ગઈ કે તરત મારી શેઠાણીએ કહ્યું અને તેણીના ચેહેરા તથા અવાજથી મને ખીલાની પેઠે જડાઇ ગયેલી જોઇને બોલી. " પાસે આવ, મારી પ્યારી છોકરી. અહિં તારૂં ભલું ચહાનાર દાક્તર બરજોરજી બેઠા છે. તે તારી ખબર પુછવા આવ્યા છે. હું તેને કહું છું કે, તું મારાં પ્યારાં બાળકો સાથે સુખેથી રહેછે. "

"અને તોપણ" દાકતર બરજોરજીએ કહ્યું. "તેણી અગાઉ હતી એટલી મજબુત નથી. તું વધારે ઉંચી થઇ છે સુનાંબાઇ," તેણે મારી તરફ નજર કરી બોલવું જારી રાખ્યું. " પણ તું વધારે નબળી થઇ ગઇ છે અને તારા ચેહેરા ઉપરની લાલી—"

" જેમ જુવાન માણસો મોટાં થતાં જાય તેમ સઘળાંને એ-

મ થાય છે." મારી શેઠાણી બોલી અને તે એવા આનંદી હાસ્ય સહીત હતું કે, દાકતર બરજોરજીએ તેણીને એક જબરી મશ્કરીખોર ગણી હશે એમાં શક નથી.

" વારૂ. હું ધારૂં છું કે તમે કહો છો તેમ હશે. " દાકતર બરજોરજીએ કહ્યું. " તું સુખી છે તે સાંભળી હું ઘણો રાજી થયો છું સુનાંબાઇ. હું તને ખાત્રી પૂર્વક કહું છું કે, અરદેશર પોતાના કામથી મને ઘણોજ સંતોષ આપેછે. તેના જેવો ભલો અને ઉદ્યોગી છોકરો બીજો હશે નહીં એમ હું માનું છું. "

" અરે આ સમાચાર સાંભળી હું બહુ ખુશી થઇ છું. " હું બોલી અને મારા હૃદયમાં હર્ષનો ઉભરો એટલો ચઢી આવ્યો કે, મારી આંખો આંસુથી ભરાઇ ગઈ.—

" અને મારી પ્યારી બેનો ? " મેં પુછયું.

" બંને સુખચેનમાં છે" દાકતરે જવાબ આપ્યો. ખુરશેદ જલદીથી વધતી જાય છે અને દીનાં તો જાડી ગાંઠા જેવી અને ગોળ ચેહેરાવાળી થઇ છે. ખુરશેદ થોડી સ્વતંત્ર અને મિજાજી છે તેથી પોતાની હાલત સમજતી નથી; પણ તેતો સઘળું જતું રહેશે. હાલમાં તે બાળક—"

" અને સોરાબ સાહેબ, " મેં પુછયું પણ તેજ ક્ષણે દાકતરના મોઢામાં કાળીજીરીનો ફાકડો ભરાવ્યો હોય એવો તેનો ચેહેરો જોઇ મને ચિંતા થવા લાગી.

" સોરાબ કદાચ સુધરશે. " તેણે મારી ધાસ્તી પામી જઈને કહ્યું. " પણ સુનાંબાઈ, તું તેને લખી જણાવે તો વધારે સારૂં. તેને લખજે કે, તેની ચાલચલણ વિષે મેં તારી પાસે ફરીયાદ ક-

રી છે. અગર તેનો શેઠ નવરોજજી, સોરાબની ચાલચલણ વિષે ફરીઆદ કરતા હતા એમ તેં મારી પાસેથી સાંભળ્યું છે. કારણ કે તે ૧૮ વરસનો થયો છે તો તેને વધારે જાણવું જોઇએ કે તેને કેવી સારી રીતે ઉછેરવામાં આવ્યો છે. તેના વિષે કાંઇ ખરાબ સમાચાર આપી તને દુઃખી કરવા ખાતે હું દીલગીર છું સુનાંબાઇ, પણ સાચુ કહ્યા શિવાય મેં મારી ફરજ બજાવી કહેવાય નહીં."

"હું આશા રાખું છું સાહેબ," મેં ધ્રુજતે સાદે કહ્યું. "કે તમારો તથા નવરોજજી શેઠનો સારો મત ખુવે એવું કુકર્મ કાંઇ સોરાબે કર્યું નહોય."

"ના, ના. હું તે કહેતો નથી." દાક્તર બોલ્યો.

"તેની ચાલચલણને ખરેખરી એબ લગાડે એવું કામ તો તેણે હજુ એક કર્યું નથી, પણ તે કરવાના રસ્તા ઉપર છે. ટુંકામાં કહું છું કે, તે કામ ઉપરથી છાનોમાનો સટકી જાય છે અને પીઠામાં જઇને નીચ લોકો સાથે જુગાર ખેલેછે. આ કારણ વાસ્તે તું લખજે સુનાંબાઇ, અને મેં કહ્યું તે પ્રમાણે વિગતવાર સમજાવીને તેની ચાલ સુધારવાના કસમ તેની પાસેથી લેજે."

મને ખાત્રી છે કે, સુનાંબાઇ તેણીના ભાઇને ઘટીત રીતે કાગળ લખશે." મારી શેઠાણીએ કહ્યું. "અને જ્યારે એક ભલી બેહેન પોતાના ભાઇને ભલો બનાવવા પાછળ એટલી મેહેન લે, ત્યારે સોરાબે તેની બેહેનના દાખલાનો લાભ શા માટે લેવો નહીં ?"

"હા, હા. તેણી ઘણી સારી છોકરી છે." મારા ઘરડા શેઠે વચ્ચે તાલ આપ્યો અને વધારો કર્યો "જેવી તેણી ભલી છે તેવી જ ખુબસુરત છે."

આ શબ્દોથી હું લાલચોળ થઇ ગઇ, તોપણ મારા ગભરાટ વચ્ચે મારાથી જોયા વિના રહેવાયું નહીં કે, મારી શેઠાણીએ તેણીના ધણી ઉપર ડોળા કકડાવ્યા હતા; પણ તરત તેણીએ હસવાનું ડોળ કરી આનંદી અવાજ કાઢયો. “ અરે ! શું રતનજી, તમે તો બિચારી સુનાંબાઈને શરમાવી દીધી. મારા પ્રિય પતિ હમેશાં મશ્કરા રહે છે તે તો તમે સારી પેઠે જાણોછો દાકતર સાહેબ. ” તેણીએ દાકતર તરફ ફરીને કહ્યું. અને તેની મશ્કરીથી કોઈને કાંઇ હરકત થતી નથી. ભોળા અને ભલા અંતઃકરણની આ શુદ્ધ મશ્કરી છે; વાસ્તે કોઈને તેથી માઠું લાગવાનો સંભવ નથી. તે એક પ્યારો, ભલો અને માયાળુ માણુસ છે ” એવા આનંદી પતિના આનંદથી હું ગગરૂર છું. ” એઠલું બોલી તેણીએ તેણીના ધણી ઉપર ઘણું વહાલ રાખતી હોય એવા ડોળથી તેણીના વૃદ્ધ પતિના કરચલી વળેલા ગાલ ઉપર ધીમેથી ટાપલી મારી.

દાકતર બરજોરજી સાથે થોડી જરૂર જોગ વાતચિત કરીને હું મારા ઓરડા તરફ ચાલી. ઓરડામાં આવતાંજ મેં જોયું કે, બહમન અને બુચો પેલા નાના રૂસ્તમને પગે પકડી ઘસડતાં હતાં. અને પેલી મોટી આયા પડી ઘોરતી હતી. રૂસ્તમ ચીસેચીસ પાડી રડતો હતો પણ પેલાં જક્કી છોકરાં તેને છોડતાં નહોતાં. મેં કુદકો મારી તે નાના બાળકને ઉપાડી લીધો અને તેને પટાવી શાંત પાડતાં એક આખો કલાક ગયો. પછી મેં ફુરસદ મેળવી સોરાબનો કાગળ લખી કાઢયો અને તેજ દહાડાની સાંજની ટપાલમાં તે કાગળ રવાના કરવાનાં હેતુથી માળીને આપવા નીચે ઉતરી કે, મારા શેઠના બીજા કાગળો સાથે તે પણ ગહેચી સ્ટેશન ઉપર લઇ જાય.

હું દિવાનખાનાની બાજુમાં પહોંચી, તેવીજ બારણું થોડુંક વાકું કરેલું હોવાથી મેં નીચે પ્રમાણે સાંભળ્યું.

"ત્યારે તે રાંડ કાભાને તમે ખુબસુરત કહોછો કેમ ?" મારી શેઠાણી બોલી. "ખુબસુરત ? તે રાંડ દદા ખુબસુરત કહેવાય ? એક ટકાની કિંમત ન ગણાય એવી નિર્લજ, છટેલ, રઝળતી છોકરી તમારા મનથી સુંદર ગણાઇ કેમ ? જો ફરીથી એમ કહેશો તો તે રાંડ શંખણીને મારા ઘરમાંથી એકદમ હાંકી કાઢીશ. તમારી ઘરડી આંખોને ખેંચીને બહાર કાઢોશ અને ખુબસુરત છોકરીઓ તરફ શી રીતે જોવું તેનો બરાબર અભ્યાસ કરાવીશ."

"પણ પ્યારી," મારો શેઠ નીચ આજીજી કરતો વચ્ચે પુરાયો. "તેં દાકતર બરજોરજી પાસે તે છોકરીની તરફેણમાં તારાથી બન્યું તેટલું કહ્યું નથી ?"

"વારૂ. તેમાં શું થયું ?" મારી શેઠાણી ચીચવાઈને બોલી. "કોઇ માણસ પોતાના સ્નેહી આગળ પોતાનાં નોકરોને ભલું અને માયાળુ દેખાડવા ઈચ્છેછે અને દિલમાં તેથી ઉલટું રાખી શકે છે. હું નોકરોને બીજાઓ પાસે વખાણુંછું પણ મારા મનથી તેઓ સઘળાંને ધિક્કારૂંછું એમ ખચિત સમજવું."

"વારૂ, વારૂ. મારી પ્યારી," મારો શેઠ તેણીને ઠંડી પાડતાં બોલ્યો. "ત્યારે હવેથી તું મને બીજાઓની પાસે ધિક્કાર જે કે, પાછળથી મને ખરા પ્યારથી ચાહે."

"ચુપ રહો, રતનજી." મારી શેઠાણી બુમ પાડી બોલી "બસ. હવે તમે મારી સામે બોલવાની હિંમત કરો નહીં."

આટલી વાત ચાલતાં ચાલતાં અટકીને મેં સાંભળી, તેથી મને

ઘણો પસ્તાવો થયો. પછી મારો કાગળ આપવા દોડી અને માળી બીજા કાગળો નાંખવા સ્ટેશન જવાની તૈયારીમાંજ હતો તેના હાથમાં તે કાગળ આપ્યો.

---

## પ્રકરણ ૯ મું.

### સોરાબ.

કેટલાક વધારે મહિના ખલાસ થયા પણ મારી સ્થીતિમાં કાંઇ ફેરફાર થયો નહીં. આગલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે હું મારી આવરદાના દિવસો ગુજારતી હતી. ભાવનગરમાં મારાં ભાઇ—બેહેનોને મળવા જવાની માત્ર એક દિવસની રજા મેળવવાની પણ મારી હિંમત ચાલતી નહોતી. મારાં એ વહાલાં સગાંઓથી જૂદાં પડયાને મને બરાબર એક વરસ કરતાં થોડું વધારે થયું હતું. સોરાબને મેં કાગળ લખ્યો તેનો જવાબ મને તેના તરફથી મળી ચુકયો હતો. જવાબ લખવામાં તેણે નિર્દયતા બતાવી નહોતી, તેમજ કાંઇ વહાલનો અંશ તેમાં લેશ પણ દીઠામાં આવતો નહોતો. વળી તેના શેઠ નવરોજજી વિષે કાંઈ વિનય પૂર્વક લખવામાં આવ્યું નહોતું. તેણે લખ્યું કે, " શેઠ નવરોજજીને ખાલી બડબડવાની ટેવ છે. હું ઘણી સારી રીતે ચાલીશ તોપણ તે સંતોષ જાહેર કરશે નહીં અને દાકતર બરજોરજી તો એવો ચોકસ છે કે, હું નિર્દોષપણે ચાલું તેમાં પણ તે નુકશાન જુએછે. " પછી મારા વિષે તેણે લખ્યું કે, " હું તારાથી મોટોછું તેથી તું એવી ઠપકા ભરેલી ચીઠી લખે તે ત-

ને ઘટીત ગણાય નહીં. ” વળી છેલ્લે તેણે ખાત્રી આપી હતી કે, “ આપણા કુળને લાંછન લાગે એવું કામ હું કદી કરીશ નહીં, એ ખાતે તારે નિશ્ચિંત રહેવું. ”

આ ચીઠ્ઠીએ મારા મન ઉપર સારી અસર કરી હતી અને સો-રાબને સુધરેલો મારી નજરે જોવાને હું વધારે આતુર હતી.

એક દિવસે બપોર થતાં અગાઉ હું રૂસ્તમને લઇને બહાર ફરવા નીકળી. તબેલા પાસે આવી ત્યાંથી ખેતરોમાં જતા રસ્તાની એક બાજુએ તબેલાને પછવાડેજ મેં એક શખ્સને બેઠેલો જોયો. જેવો તેણે તેનો ચેહેરો ઉંચો ઊપાડયો તેવોજ મેં મારા ભાઇ સો-રાબને ઓળખ્યો અને મારા હોઠમાંથી એક ધીમી ચીસ નીકળી.

“ અરે સુનાંબાઇ, તુંજ છે કે ? ” તેણે એવી ઢબમાં કહ્યું કે, તેમાં મારી ઉપર તેનું ઝાઝું હેત જણાયું નહીં. તે ઉઠયો અને મા-રી પાસે આવી ઉભો રહ્યો.

“ તેના શ્વાસ સાથે દારૂનો દુરગંધ ભેળાએલો હતો અને તેને વધારે બારીકીથી તપાસતાં તેને કુછંદમાં પડેલો જોઇ મને ઘણું મા-ઠું લાગ્યું. હું આંચકો ખાઇ પાછી હઠી. તે ચિંથરે હાલ અને ગંદો હોવાથી આગલી રાત્રી તે બદફેલીમાં ગાળી આવ્યો હોય અગર ભ-ટકતો ભટકતો આવ્યો હોય એવો દીસતો હતો. તેને જોયાથી મને આનંદને બદલે ઉલટું દુ:ખ ઉપજ્યું અને મને દિવાની બનાવે એવા જુસ્સા સહિત મારા મનમાં નક્કી કીધું કે, તે સારો નિવડશે નહીં.

“ અરે ! સોરાબ, ” હું બોલી. “ તું કેવો વિચિત્ર દેખાય છે ભાઇ, તેં ભાવનગર કયારે છોડયું અને હાલ તું કયાંથી આવે છે?”

“કેમ ? તને મળવાને વાસ્તે હજુ હમણાંજ ચાલ્યો આવુંછું.”

તેણે તોછડાઈથી નિર્લજપણે જવાબ આપ્યો " પેલા ઘરડા ડોસા નવરોજજીએ મને એક દિવસની રજા આપી છે; તેથી મેં ધાર્યું કે, તને મળી જાઉં; કારણકે તું નો મળવા આવતી નથી.

" મારો શેઠ અને શેઠાણી મને રજા આપતાં નથી ભાઈ." મેં કહ્યુ. પણ થોડાંક અઠવાડીયાં ગયા બાદ એક દહાડાની રજા આપવાનુ મને વચન આપ્યું છે. સોરાબ, હું તને જેવો જોવા ધારૂંછું એવો તું દેખાતો નથી." મે ગંભીર અવાજે બોલવું જારી રાખ્યું. " જાણે તું આખી રાત્રી રખડી રઝળીને અત્યારે અહીં આવ્યો હોય એવો દેખાય છે."

" થાકને લીધે મારો ચેહેરો લેવાયલો દેખાય છે." તેણે કહ્યું અને તે એવા બેદરકારપણાથી હતું કે, મારા હૃદયમાં લાહ્ય લાગી. " મારે નવરોજજી શેઠને ઘેર ઘણું કામ કરવું પડેછે, પણ પગાર મન માનતી રીતે મળતો નથી; તેમજ ખાવાનું પણ પેટ પુરતું મળતું નથી ત્યારે ચેહેરાને ખીલવાપણું હોયજ કયાંથી ? "

" તું અહિં કેટલીવારથી બેઠો છે ? " તેને લોજમાં નહીં આવવાનું કાંઇ કારણ હશે એવું ધારીને મેં પુછયું.

" કેટલી વારથી ?" તેણે સામી ગર્જના કરી. " અરે ! માત્ર થોડી મિનિટો થઇ હશે. મને ખાત્રી હતીકે, તું બહાર ફરવા નિકળતી હોઇશ, તેથી ત્યાં આવવા કરતાં અહિં મળવુંજ વધારે પસંદગી ભરેલું લાગ્યું. અને તને પણ તેમજ પસંદ હશે. વળી પેલા રાતા પીળા કોટવાળા અને કસબી ફીતવાળા મિજાજી નોકરો આગળ હલકો દેખાવા હું ઈચ્છતો નથી."

" વારૂ. મેં દિલગીરી જણાવીને કહ્યું. કારણકે તેના ચેહેરામાં

કાંઇ ભેદ ભરેલું જોઈ મને શક ઉપજ્યો. " આપણી પ્યારી બેહેનો તથા અરદેશર કેમછે, તેતો તેં કહ્યું નહીં. "

" અરદેશર વખાણપાત્ર છોકરો નિવડ્યો છે. " તેણે કહ્યું. " અને ખુરશેદ એક ખુબસુરત જુસ્સાદાર છોકરી બનતી જાયછે, તેમજ નાની દીનાં અતિશય જાડી થઈછે. "

" તેઓ સઘળાં સુખી છે? " મેં પુછ્યું.

" તેઓ સંપુર્ણ સુખીછે. " સોરાબે જવાબ આપ્યો. એવું મારે માનવું જોઈએ, કારણકે તેઓને ખાવા પીવાનું પુરતું છે અને કાંઇ સખત કામ કરવાનું નથી. ફકત સીવવાનું કામ કરેછે અને બીજું કાંઇ સાધારણ કામ કરવાનું હોય તો તે કરેછે. હું કહુંછું સુનાંબાઇ કે, આપણે આ ઠેકાણે છુટથી વાતચિત કરી શકશું નહીં અને કદાચ— " લોજ તરફ આંગળી બતાવીને તેણે કહ્યુ. " રસોડામાં મને લઇ જવાનું તને ગમશે નહીં; કારણકે મારા જાણવા પ્રમાણે મેં મારાં કપડાં સાફ પેહેર્યા નથી. જો કદાપિ તારા ખાંનગી ઓરડામાં મને ગુપ્ત રીતે લઈ જવાની ગોઠવણ કરીશ તો ત્યાં બેસીને આપણે સુખેથી વાત કરશું.

" સોરાબ, મારા પ્યારા ભાઈ. " હું આંસુ ભરી આંખોથી બોલી. " તું કેવો આશ્ચર્યકારક રીતે બદલાઈ ગયેલો દેખાય છે? તું મારા ઓરડામાં ગુપ્ત રીતે આવવાનો ખ્યાલ કરે છે? નહીં. એમ બનશે નહીં. જો તારી મરજી હોય તો બેલાશક મારી સાથે ચાકરોના ઓરડામાં આવ. "

" ના. આ વખતે નહીં. " તેણે જવાબ આપ્યો.

" મારો પોશાક જોઇએ એટલો સારો નથી, પણ અરે! તે

કેવી સુંદર જગ્યા હશે ? " તેણે લાજ તરફ પોતાની આંખો ફેરવીને બોલવું જારી રાખ્યું. " એક ચાકરોનો ઓરડો ? વાહ—અને વળી એક રસોડું ? "

" હા. તેમજ છે. " મેં કહ્યું.

" શું ? વળી બબરચીનો સામાન રાખવાનો જૂદો ઓરડો?" તેણે પુછ્યું.

" હા. " મેં જવાબ આપ્યો. " તે એક સદગૃહસ્થનું ઘર છે, કાંઈ ગરીબનું નથી. "

" હું ધારૂં છું કે, તે ઘણો પૈસાદાર છે. " તેણે દેખીતી બેદરકાર રીતે પુછ્યું. " હું ધારૂં છું કે, તે ઘણો શોખીન હશે. જમવાને રૂપાની રકાબીઓ વગેરે "—

" હા. તે એક સદ્‌ગૃહસ્થને છાજતી રીતે રહેછે. " મેં કહ્યું.

" ત્યારે તેને ચાકરો પણ ઘણા હશે કેમ વારૂ ? " સોરાબે પુછ્યું. " બબરચી વગેરે"—

" ના. એક બીજો નોકર છે તે બબરચીનું કામ બજાવેછે. " મેં કહ્યું.

" શું ? દારૂ તથા રકાબીઓ તેની સંભાળમાં રહેછે? " સોરાબે પુછ્યું. " અરે ! ખરેખર નવરોજજી શેઠને ઘેર પેટને વાસ્તે મજુરી કરવા કરતાં આ નોકરી ઘણી સંતોષદાયક છે. "

" સોરાબ, હું દિલગીરછું કે, તું તારી નોકરીથી સંતોષ પામેલો જણાતો નથી. " મેં તેને ઠપકો આપ્યો. " ભાઇ, તું જાણેછે કે તારે વાસ્તે મને કેટલી ચિંતા રહે છે ? અને કેટલા દુઃખી અંતઃકરણથી મેં તને તે કાગળ—"

" વારૂ, કેમ? " તે મને બોલતી અટકાવી વચ્ચે બોલી ઉઠયો. " તે કાગળનો જવાબ મેં તને આપ્યો નથી ? મેં તને સુધરવાનું વચન આપ્યું નથી ? પણ તારા શેઠના ઘરનાં વખાણ કર્યા વિના મારાથી રહેવાતું નથી. " તેણે હજુ પોતાની આંખો રેડીમની લોજ ઉપર ઠેરવીને બોલવું જારી રાખ્યું. " હું ધારૂંછું કે, પેલી સોનેરી કોરની લાલ પડદા વાળી ત્રણ બારીઓ તારા શેઠના દિવાનખાનાનીજ હશે. " પછી મેં ડોકાના લેહેકાથી હા સૂચવી ત્યારે તેણે વધારો કર્યો. " અને હું ખચિત કહી શકું છું કે, તેની ઉપરની આસમાની પડદાવાળી બારીઓ તારાં શેઠ અને શેઠાણીના સુવાના ઓરડામાં હશે. "

" સોરાબ, આ શું? " હું બોલી. " તું કેવો નાના બાળકની પેઠે વાતો કરે છે? આપણે ઘણા લાંબા વખતથી જુદાં પડયાં છીએ ત્યારે આવી વાતચિત—"

" શું તું એમ ધારે છે કે હું બાળક છું ? " તેણે પુછયું. તું જે ઘરમાં નોકર છે તે ઘર મને અતિશય પ્યારૂં લાગે છે, તેથી તે વિષે પુછતાં મને ઘણો આનંદ થાયછે. તને તેમાં કાંઇ નુકસાન છે? "

" માફ કર સોરાબ," હું બોલી. કારણ કે હું જે ઘરમાં રહેતી હતી તેનાથી તે સંતોષ પામતો જણાયાથી મારા હૃદયમાં તેના ઉપરનું હેત ઉભરાવા લાગ્યું. " તારે જે પ્રશ્ન કરવા હોયતે સુખેથી કર"

" ખુદા તારૂં ભલું કરે સુનાંબાઇ, " તેણે દુવા ચાહી કહ્યું. " તારો શેઠ અને શેઠાણી ક્યાં સુવેછે અને કયાં નહીં, તે જાણુવાથી મને કાંઇ લાભ કે હાની કશું નથી; પણ ફકત મારી કલ્પનાને સંતોષ પમાડવાને ખાતરજ મેં તને પુછયું છે. હવે સાચે સાચું કહે,

તે તારા શેઠ અને શેઠાણીને સુવાનો ઓરડો ખરો કે નહીં?"

"હા. તારી અટકળ ખરીછે." મેં જવાબ આપ્યો "અને એવીજ બારીઓવાળા આ બાજુ ઉપરના ઓરડામાં મારા શેઠનાં છોકરાં રહેછે."

"તું ત્યાં સુવે છે સુનાંબાઇ?" તેણે કહ્યું.

"ના. તેની પાસેજ એક નાનો ઓરડો છે ત્યાં હું અને આ-રૂસ્તમ બંને સુઈએ છીએ."

"વાહ! તે સુંદર મેહેલ છે." સોરાબે કહ્યુ." પણ તે છેડા ઉપર એકાંતવાળો છે. હું ધારૂંછું કે, તેના બારણાના આગળીયા વગેરેની મજબુતાઈમાં કાંઈ ખામી હશે નહીં અને તે ઉપરાંત પિસ્તોલો વગેરે હથિઆરો પણ પુષ્કળ હશે."

"જ્યારથી હું અહિં આવીછું, તે દહાડાથી હથિયાર તો એક મેં જોયું નથી." જવાબ આપ્યો. "અને આગળીયા વગેરેની કશી જરૂર નથી. અલબત સઘળો ઘટતો બંદોબસ્ત અગાઉથી કરવામાં આવેછે, પણ અહિં ચોરનું નામ વટીક સાંભળવામાં આવતું નથી. વળી હું આવીછું ત્યારથી તો હુંજ ખાત્રી આપુંછું કે, મેં એવું કાંઇ સાંભળ્યું નથી."

"હું આશા રાખું છું. વહાલી બેહેન," સોરાબે ઉંડી ચિન્તા બતાવીને કહ્યું. "કે તું તારા ઓરડાનું બારણું રાત્રે સુતી વખતે તાળાવતી મજબુત રીતે બંધ કરીને સુતી હોઇશ અને અલબત તારો શેઠ અને શેઠાણી પણ પોતાના ઓરડાને એવીજ રીતે સહીસલામત કરતા હશે."

"ખરેખર." મેં કહ્યું. "મને બરાબર યાદ છેકે, તેઓ તે-

મ કરતાં નથી, કારણ કે ઘણી વખત રાત્રે રૂસ્તમ જાગી ઉઠી ર- ડવા માંડે છે ત્યારે મારી શેઠાણી મારા ઓરડામાં દોડી આવે છે, પણ તે વખત હું કાંઇ કળ કે ચાવીનો અવાજ સાંભળતી નથી."

"વારૂ. પ્યારી બેહેન." સોરાબ બોલ્યો. "હું જે કાંઇ ફિ- કર બતાવું છું તે ફક્ત તારી ખાતર છે. તારો ઓરડો છેક એકાં- તમાં આવેલો છે—પણ." તેણે તરત વાત ફેરવી. " બસ આ વિષય ઉપર ઘણું લંબાણ થયું. તને જોઇને હું ઘણો ખુશી થ- યો છું. તું મારી ખાતર હવે તારા મનમાં કાંઈ દુઃખ ધરીશ ન- હીં. જે વાજબી અને ખરૂં હશે તેજ હું કરીશ એમ તારે ખા- ત્રીથી માનવું. જેટલો ખરાબ તેં મને બીજાને મોઢેથી સાંભળ્યો છે તેટલો ખરાબ હું નથી. કોઇ કોઈ વખત શેઠ નવરોજજીને પ- ગાર ચુકવતાં ઢીલ થાય છે અને અમોને એકઠા થએલા જોઈને તે પીઠામાં બેસવાનો હુકમ કરેછે ત્યારે ત્યાં બેસીને બીજું શું કરવાનું હોય?—દારૂ પીવો અને ચમનમાં રહેવું. જ્યારે પાંચ વા- ગતે પગાર આપી દેવાનો વખત છે ત્યારે ૮—૯—અને કોઈ વ- ખતે દસ પણ વાગી જાય છે. વળી મારો શેઠ પોતેજ પીઠામાં બેસવાનો હુકમ કરે છે ત્યારે પાછળથી તેમાં વાંક શોધવાનું હોય?"

"અરે ભાઇ," મેં કહ્યું. "પણ હવેથી તું પીઠામાં જઇશ નહીં. આજે તું દારૂ પીને આવેલો છે."

"હા." ગોળના દારૂનો એકજ પ્યાલો પીધો છે." તેણે કબુલ કર્યું. "ભાવનગરથી અહિં સુધી ચાલીને આવતાં તેમ ક- રવાની જરૂર જણાઇ. એથી કાંઇ નુકશાન નથી, તોપણ સુનાંબાઇ તું જે કહે છે તે સઘળું હું ધ્યાનમાં રાખીશ; કારણ કે તું ભ-

લી બેહેન છે, તું જે કહે છે તે મારા ભલાને વાસ્તે છે. પણ—" તે કાંઈ ધ્યાંન નથી સાંભળીને બોલ્યો. " આ કયો કુતરો ભસે છે? એ તારા શેઠનો જર્મન કુતરો હશે. "

" અમારે ત્યાં હાલ એકે કુતરૂં નથી. " મેં કહ્યું." એક કુતરો હતો તે રાતમાં બહુ ભસતો હતો તેથી ગયા અઠવાડીઆમાં મારા શેઠના છોકરાને ત્યાં મોકલાવી દીધો છે. "

" એમ છે? " તેણે કહ્યું. " ત્યારે ખાલી મને એવો ભણકારો આવ્યો હશે. હવે સલામ છે. સુનાં વહાલી બેહેન, મારે હવે જવું જોઈએ. શેઠ નવરોજજીને જલદી પાછા જવાનું મેં વચન આપ્યું છે તેથી તે વચન મારે પાળવું જોઈએ. "

" ત્યારે ખરેખર તું હવે સુધરીશ? " મેં પુછ્યું.

" બેશક. મારા વચન ઉપર ભરૂંશો રાખ. " તેણે જવાબ આપ્યો. " જ્યારે તારા કહેવા પ્રમાણે તું એક બે અઠવાડીયામાં ભાવનગર આવીશ ત્યારે મારા વિષે તદન જુદો હેવાલ તું સાંભળીશ. આવ, મને સેકહેન્ડકર અને હવે સલામ. "

અમે ભેટયાં અને જુદાં પડયાં. હું જલદીથી લોજમાં આવી, કારણ કે આ વાત ચિતમાં લગભગ અરધો કલાક ચાલ્યો ગયો હતો તેથી રૂસ્તમ અકળાઈને ઉંઘમાં આવ્યો હતો. જેવી હું લોજમાં પેઠી કે, દિવાનખાનામાં જોરથી ઘંટ વાગવા લાગ્યો અને બબરચી તુરત ઉપર દોડી ગયો હતો તે મને દાદરે સામો મળ્યો. તેણે મને ખબર આપ્યા કે, મારો શેઠ તથા શેઠાણી મને જલદી દિવાનખાનામાં બોલાવનાં હતાં. મને ફાળ પડી કે, મારો ભાઇ મળવા આવ્યો હતો તે વિષે કાંઈ હશે ખરૂં

મેં રૂસ્તમને મોટી આયાના હવાલામાં સોંપ્યો અને મારા શેઠ શે-ઠાણીની હજુરમાં હાજર થઇ. મારો શેઠ એક આરામ ખુરશીમાં લાંબો થઇને પડયો હતો અને તેની પાસે મારી શેઠાણી અકક-ડ બેઠી હતી. જાણે નાટકનો પડદો ઉચકવાની વેળા હોય અને નટી તૈયાર થઇ બેઠેલી હોય એવો દેખાવ હતો.

"અંદર આવ જુવાન સ્ત્રી, બારણું બંધ કર." તેણીએ તોછડાઈથી હુકમ કર્યો. પછી પાસેની ટેબલ ઉપર એક દુરબીન પડી હતી તે તરફ આંગળી બતાવી હાસ્ય અને ગુસ્સાના મિશ્ર સા-થે બોલી. "આ દુરબીન ઘણે દુરની વાતો કહે છે. તે દુરની ચીજોને આપણી નજર આગળ બતાવે છે અને તબેલાને છેડે ઉ-ભેલાં માણસો કાંઇ કરતાં હોય તે સઘળું ઘણી સેહેલાઈથી જ-ણાય છે."

અગર જોકે મેં કાંઇ ખોટું કામ કર્યું નહોતું, પણ હું શર-મીંદગી પડી ગઈ અને મને જણાયું કે મારી શેઠાણી મારી સઘ-ળી હિલચાલ તપાસતી હતી.

"જુઓ રતનજી," તેણીએ પોતાના ધણી તરફ ફરીને ફુ-તેહના અવાજમાં મોઢેથી કહ્યું. "હું હમેશ કહેતી નહોતી કે, આ મીનીબાઈ સરખી લુચ્ચી છે? પણ તમે વારંવાર તેણીની ત-રફેણમાં થતા અને તેણીને ગરીબ સમજતા. તમે મારી અને ચા-કરોની વચ્ચે—"

"મને ખાત્રી છે મારી પ્યારી," મારો શેઠ ઠાવકું મોં રા-ખીને બોલ્યો. "મેં કદી—"

"બસ સાહેબ!" તેણી ભભકાથી તિરસ્કારનું ડોળ કરીને

બોલી ઉઠી અને પછી મારી તરફ ફરીને ગુસ્સાથી પોતાનો ચેહેરો ક્રુર કરીને બોલી. " અને હવે દદા, તારે વાસ્તે તું શું કહે છે?—તબેલા પાસેજ આશકને મળી —અને આ ઘરની બારી નીચેજ તેની સાથે હસી હસીને વાતો કરી? અરે નિર્લજ, ચંડાળ, તું મારા બાળકને સાથે લઈ ગઇ, તો તેને શું સારો દાખલો આપ્યો? રતનજી, મારા પ્યારા ધણી, આપણા બાળકને,—આપણા નિર્દોષ બચ્ચાને આ પ્રમાણે તમે બગડવા દેશો? "

" તું કોને વાસ્તે બોલે છે મારી પ્યારી, " તેણીના ધણીએ શાંત ચેહેરે પુછ્યું. " રૂસ્તમ વાસ્તે તો ખરેખર નહીં કે?"

" હા, સાહેબ, તે નિર્દોષ બાળક વિષેજ " મારી શેઠાણીએ કહ્યું. " આપણા બાળકે આ દદાને તેણીના આશક સાથે હસતી જોઇ."

" આપ મેહેરબાની કરીને મને સાંભળશો બાઇસાહેબ. " હું બોલી અને મારા ગાલ ગુસ્સાથી લાલચોળ થઇ ગયા, પણ તેજ ક્ષણે મારી આંખોમાંથી આંસુંની ધારા ચાલી. " કે તે મારો ભાઈ હતો—મારો મોટો ભાઇ સોરાબ—તે મને મળવા આવ્યો હતો."

" અરે ! તું ખરૂં કહે છે ? " મારા શેઠે તેની ઓરતના મુકેલા તોહેમત સામે બહાદુર બચાવ થએલો જોઈ આનંદથી અરધો બેઠો થતાં કહ્યું. " તે મળવા આવનાર તારો ભાઈ સોરાબ હતો? "

" હા, સાહેબ હું પ્રતિજ્ઞા ઉપર કહુંછું. " હું જુસ્સા ભાર દઇને બોલી. " મારી શેઠાણીએ મને સખ્ત તાકીદ કીધાં છે કે, મારાં કોઈ સગાં વહાલાંને અંદર લાવવાં નહીં પણ બહાર મળી આ-

વતું; તેથી મારા ભાઈને અહિં સુધી આવવાનો મેં આગ્રહ કર્યો નહીં.— અગર જોકે મેં તેને ખરા દિલથી અહિં મારી સાથે આવવાને એકવાર પુછ્યું હતું. ”

“ ત્યારે તું જુએ છે મારી પ્યારી. ” મારા શેઠે તેની ધણીઆણી સામે જોઇને કહ્યું. “ તે બિચારીએ પોતાને માટે જોઇતો ખુલાસો—”

“—બિચારી, ખરેખર ? ” તેણીએ તે વાત જૂઠી માનતી હોય તેમ કહ્યું. પણ તેની ખાત્રી થયેલી દીસતી હતી. “ હું વિનંતી કરૂં છું રતનજી કે, મારી હાજરીમાં કોઈ જુવાન ઓરત વિષે તમારે આમ બોલવું નહી. ખુલાસા વિષે તો જીભ હોયતો ઉત્તર ઘણા છે. ઘણી ચાકરડીઓને કાકા, મામા, ભાઇઓ વગેરે હોય છે, પણ તેઓ સઘળા ઘણું કરીને તેના આશકો નિવડે છે. આટલું છતાં હું આ વખતને માટે માફી આપુંછું. ” જાણે મારી દયા ખાતી હોય એવી રીતે તેણીએ બોલવું જારી રાખ્યું. “ વારૂ. મેં તને કહ્યું છે. ” તેણીએ અટકીને બોલવા માંડયું. “ મેં તને કહ્યું છે કે, આ વખત તો હું તને માફી આપુંછું. વધારે તારે શું જોઈએ ? મારી જેવી માયાળુ શેઠાણી બીજી કોઈ હશે. નહીં. હવે બસ. ” તેણીએ જરા જોરથી બોલવું શરૂ કર્યું, કારણ કે મારી આંખોમાંથી ચોધાર આંસું ટપકતાં હતાં. “ આંસુ પાડવાનું કામ નથી. મેં તને અગાઉ કહ્યું છે કે, પલપલીયાં પાડે તે મને બીલકુલ ગમતુ નથી. ”

“ પણ મારી પ્યારી. ” મારો શેઠ નમ્રતાથી વચ્ચે પુરાયો. “ આ જુવાન સ્ત્રીએ તેણીની નિર્દોષતા સાબીત—”

“ ચુપ રહો, રતનજી. ” તેણી છાછણી પડી. “ હું તમારી,

તમારા ઘોડા વાળાની કે બીજા ચાકરોની વચ્ચે પડતી નથી, તેથી હું વિનંતી કરૂં છું કે, તમે મારી અને મારી દાસીઓની વચ્ચે પડો નહીં. હવે સુની, આ સઘળું બસ થયું. તું પાછી તારા ઓરડામાં જા. "

અગર જોકે મારા હૃદયમાં આગ ઉઠી હતી, પણ શું કરૂં ? જો એક શબ્દ પણ દપકાનો કહું તો મારી નોકરી જવાની દેહેશત હતી. અગર જોકે તે નોકરી ખરાબ હતી, પણ તે છોડવાની મારી હિંમત ચાલતી નહોતી; તેથી હું ઉતાવળથી મારા ઓરડા તરફ પાછી ચાલી. મારી પછવાડે દરવાજો પુરો બંધ થયો નહીં તે દરમ્યાન ધીમા ચીસકારા સાથેના અવાજમાં મેં નીચે પ્રમાણે સાંભળ્યું.

" તમે ઘરડા ઠગારા હજુ પણ તેણીની તરફેણ ખેંચોછો કેમ? પણ જુઓ કે કેવી રીતે ?—"

મેં વધારે કાંઇ સાંભળ્યું નહીં, કારણ કે તેજ ક્ષણે મેં બારણું બંધ કર્યું; તોપણ મારો શેઠ મારી તરફ માયાળુ હતો તેની વધારે સાબીતી મળે એટલું મેં સાંભળ્યું હતું અને તેની ઓરતના મિજાજથી તેને દુઃખ હતું તેની પણ સાબીતી મળી ચુકી હતી.



## પ્રકરણ ૬ ઠું.

### ઘોઘા.

ઉપર બનાવ વર્ણવ્યો તે પછી થોડાક દિવસે હું મારા શેઠ અને શેઠાણી સાથે ગાડીમાં બેસીને ઘોઘે ગઇ. તે ઘડેચીથી આશરે

બાર માઇલ દૂર છે. રતનજી શેઠને ઘોઘામાં એક નાણાવટીને ઘેર કાંઇ કામ હતું અને મારી શેઠાણીને બજારમાંથી કાંઇ સામાન વહોરવો હતો. દિવસ રળીયામણો હોવાથી ઘોઘાની હવા રૂસ્તમની તન્દુરસ્તીને વધારે અનુકુળ આવશે એમ જાણી તેને સાથે લેવાનું ઠરતાં મારી પણ સાથે જવાની ગોઠવણ થઇ હતી અને બુચીબાઇ તથા બહમનજી ઘેર રહ્યાં હતાં.

ગાડી ઘોઘે પહોંચી ત્યાં અમે સઘળાં એક પારસી હોટેલમાં ઉતરી પડયાં. ખાણું તૈયાર કરવાનો હોટેલવાળાને હુકમ આપી નાણાવટીને મળવા ગયા અને હું તથા મારી શેઠાણી બહાર બજારમાં જવા નિકળ્યાં.

અહિં મારે કહેવું જોઇએ કે, મારી શેઠાણીની અનેક ખામીઓમાં એક બીજી નવી ખામી મને જણાઇ આવી. અમે એક કાપડવાળાની દુકાને ગયાં. ત્યાં મારી શેઠાણી જુદી જુદી જાતનાં કાપડ તપાસતી એક કલાક સુધી બેસી રહી. હું પોતે કુદરતી રીતેજ ધૈર્યવાન અને સહન શક્તિવાળી હતી પણ પેલા દુકાનદારની ધીરજ અને નમ્રતાથી હું અચંબો પામી, કારણ કે મારી શેઠાણીને માત્ર એકજ વસ્તુ લેવી હતી તેને માટે તેણીએ દુકાનમાંથી સઘળો માલ બહાર કઢાવ્યો. આટલાથી તેણી સંતોષ પામી નહીં પરંતુ પેલા બિચારાને માલ બહાર કાઢતાં જરા ઢીલ થાય તો તેણીનો મિજાજ એટલો ગરમ થતો અને તેના તરફ એવા રોફથી બોલતી કે તે દુકાનદાર તેણીનો ચાકર હોય એવો દેખાવ થતો હતો.

પણ તે દુકાનદાર ઘણોજ નમ્ર અને સભ્યતાવાળો હતો તેથી તેણીની મરજીને શરણ થતો હતો. જેમ જેમ નમ્રતામાં તથા મારી

શેઠાણીની ખુશામત કરવામાં તે વધારો કરતો ગયો તેમ તેમ મારી શેઠાણીનો મિજાજ તેની અસલ જગા ઓળંગીને વધારે દૂર જવા લાગ્યો. આશરે એકસો જુદા જુદા તાકા ઉપર પોતાની પસંદગી બતાવ્યા પછી તે ઉખેળીને ખુલ્લાં કરવાનો તેણીએ હુકમ કર્યો, જેને પાછાં સંકેલી બરાબર ગોઠવતાં તે બિચારાને લગભગ અરધો દહાડો ગાળવો પડયો હશે. આખરે તે દુકાનદારને એટલી મેહેનત આપ્યા પછી મારી શેઠાણીએ તેની પાસેથી રૂ. ૧–૨–૬ નો માલ મેહેરબાની દાખલ ખરીદ કીધો. તેનું એક નાનું બંડલ થયું. તે હું અગર મારી શેઠાણી સેહેલથી લઇ જઇ શકત, પણ નહીં. તેણીએ દલીલ ચલાવી કે દુકાનદારે તે બન્ડલ તેણીને પારસી હોટેલમાં પહોંચાડવું જોઇએ અને જો તે એક કલાકની અંદર તે સામાન તેણીને પહોંચાડશે નહીં, તો ફરીથી તેની દુકાને તેણી કદી ચડશે નહીં. એવી ધમકી આપી તેણી દુકાનદાર અને તેના ગુમાસ્તાઓની સલામો વચ્ચે ચાલી નીકળી.

ત્યાંથી અમે બીજી ત્રણ ચાર દુકાને ગયાં ત્યાં મારી શેઠાણીની વર્તણુકમાં કાંઇ ફેર ન પડતાં તેવીજ રહી અને દુકાનદારોપર ગરમ મિજાજ સહીત તેટલોજ અધિકાર વાપર્યો. પરિણામે ખરીદીમાં તો શુન્ય આવી.

પણ મારી શેઠાણી દુકાનદારોને એટલો ત્રાસ આપતી એટલાથીજ તે બિચારાઓનો છુટકો થતો નહોતો, પરંતુ માલની કિંમત કરવા બેસતી ત્યારે છેવટ એક પાઇ ઓછી કરાવવા સુધી માથુ પીટવામાં તેણીના હટીલા સ્વભાવને સંપુર્ણ જોસ આપતી. આથી મને ઘણી શરમ લાગતી પણ તેણીને સ્વપ્ને પણ તે વિષે કશો ભાસ

નહોતો. વળી મને યાદ છે કે, તે દહાડે અમે હોટેલ તરફ આવવા પાછાં ફર્યાં ત્યારે મારી શેઠાણી તે વેળા સારા મિજાજમાં હોવાથી તેણીએ મારી તરફ ફરીને કહ્યું. " સુની, મેં એમ સાંભળ્યું છે કે, નાગરવાડામાં એક કાપડવાળાએ હમણાં નવી દુકાન ઉઘાડી છે, તેથી ચાલ આપણે તે તરફ થઇને જઇએ. મારે કાંઈ ખરીદ કરવું નથી પણ માત્ર જોવું છે કે—" અહિં તેણી કાંઈ બડબડી તે હું કાંઈ સમજી શકી નહીં. આ નવી દુકાન તરફ તેણીએ ઉતાવળાં પગલાં ભર્યાં. મારે પણ રૂસ્તમ—જે ઉંઘી ગયો હતો તે—ને હાથમાં તેડીને તેણીની પાછળ ઘસડાવું પડયું.

જે ક્ષણે અમે અંદર દાખલ થયાં તેજ ક્ષણે એકજણ અમારી પાસે ખુરસીઓ તાણી લાવ્યો—અને બીજો અમારા તરફ હુકમ મળવાની રાહ જોતો આતુર આંખોથી જોતો ઉભો. રતનબાઇએ રેશમી કાપડ લાવવાનો હુકમ કર્યો અને તરત તેણીની પાસે જુદી જુદી જાતના રેશમી કાપડના ઢગલા થયા. કાપડ તપાસતી વેળા દુકાનદારને તેણી સમજાવવા લાગી કે, પોતે રતનજી રેડીમનીની ધણીઆણી રતનબાઇ હતી અને જે દુકાનદાર તેણીની તરપ વધારે માન ભરેલી ચાલ ચલાવે તેને ત્યાંથીજ પોતાને જોઈતો સઘળો સામાન લેતી હતી. તેણીના નામની આ ખબરથી તથા ઘરાકી વિષેનાં તેણીના આ સરતવાળા વચનથી દુકાનદાર વધારે ચપળ થયો, જેવો તે અગાઉ કોઈ દહાડો થયો હશે નહીં. અને મારી શેઠાણી તરફ પુરતુ ધ્યાન આપવામાં ખામી રાખી નહીં. તે ખરેખર અતિ સભ્ય થયો. અને તેની આ સઘળી સભ્યતા તથા ખુશામતનો લાભ તેને કેવો મળશે તે હું અગાઉથી જાણતી હોવાથી મને દુઃખ થવા લા-

ગ્યું; પણ મારી શેઠાણીને એવી કાંઇ લાગણી હતી નહીં. તેણીએ રેશમ તપાસ્યું, ઉપર હાથ ફેરવ્યો અને તેની મજબુતાઇ તપાસવાને તે તાણી જોયું. ત્યારપછી સઘળાંની કિંમત પુછી અને તેણીએ સાટીનને માટે માગણી કરી. સાટીન આવ્યા પછી તેટલીજ બારીકીથી તપાસી જોઇ અને તેણીએ એવો ગંભીર દેખાવ કીધો કે, દુકાનદાર ખરેખર એવી આશા રાખતો જણાયો કે, ઓછામાં ઓછું રૂ. ૧૦૦) નું કાપડ તેણી જરૂર ખરીદ કરશે; પણ તેણીએ સાટીનને વાસ્તે હુકમ ન આપતાં મખમલ જોવાની ઈચ્છા જણાવી. તે તરત દુકાનદારે આજ્ઞારૂપ ગણી જુદી જુદી જાતની તરેહવાર રંગની મખમલો લાવી તેણીની પાસે ઢગલો કર્યો. દુકાનદાર ઘણા ખુશ મિજાજમાં જણાયો અને વારંવાર ઉમંગથી આત્મ સંતુષ્ટ નજર દુકાનના મેહેતા તરફ નાંખવા લાગ્યો; જે એક બાજુએ બેઠો હતો. તે મારી શેઠાણી તરફથી લાગે માગણીની નોંધ કરવા કાગળ, કલમ અને ખડીયો તૈયાર કરી હુકમ મળવાની રાહ જોતો હતો. તેઓના મનમાં કેવી આશાઓ ઊઠી હતી. તે સઘળું મેં જોયું અને ખચિત શરમાવા લાગી, કારણ કે તેનું પરિણામ કેવું આવશે તે હું જાણતી હતી. મેં મારા મનમાં એમ ઇચ્છ્યું કે, હું પોતે તે દુકાનમાંથી સહીસલામત બહાર નીકળી જાઉં તો ઠીક, પણ ત્યાં મારી શેઠાણી સઘળો સામાન તપાસતી એક આખો કલાક બેસી રહી. આખરે તેણી ઉભી થઈ અને ઠંડે મિજાજે બોલી.—" ઠીક છે; હું કોઈ બીજે દહાડે આવીશ. " અને પછી ધીમે ધીમે ચાલી દુકાન બહાર નીકળી. દુકાનદાર અને તેના નોકરો થોડી વાર સુધી અજાયબ થયેલા

જણાયા પણ તરત તેઓના મનની સમાધાની તેઓએ પાછી મેળવી અને જાણે તેણીએ રૂ. ૫૦૦) નું કાપડ ખરીદ કીધું હોય, એટલા વિનય સાથે તેણીને સલામ કરી.

અમે હવે પારસી હોટેલ તરફ પગલાં ભર્યાં. તે અહિંથી ઘણું નજીક હતું. મારી શેઠાણીએ મને તેણીની પાછળ જમવાના ઓરડામાં જવાનું કહ્યું—અને ત્યાં જતાંજ અમે જોયું કે, મારો શેઠ કોઈ પોલીસના પોશાકવાળા મોટા અમલદારસાથે વાતો કરતો બેઠોહતો.

" મારી વહાલી. " મારો શેઠ બોલ્યો. " આ આપણી જુની ઓળખાણ વાળા શેઠ ફરદુનજી પોલીસ સુપરીટેન્ડેંટ છે. તે અચાનક મને નાણાવટીની દુકાને મળ્યા તે જુનાગઢના પોલીસ સુપરીટેન્ડેટ છે અને હવા બદલ કરવા સારૂ અત્રે આવેલા છે. "

" હું ધારૂં છું. " ફરદુનજી બોલ્યો. " કે રતન બાઇને મેં અગાઉ જોયેલાં છે. ત્રણ ચાર વરસ અગાઉ અમદાવાદમાં મેં જોયાં હતાં, પણ તે વેળા હું તદન છોકરો હતો. "

" મને સંપુર્ણ યાદ છે શેઠ ફરદુનજી, " રતન બાઇએ કહ્યું. " તમે તે વેળા કોન્સ્ટેબલ હતા. "

" તમારો ઘણી બાઇ, " ફરનદુજીએ કહ્યું. " મને ઘણી ઓહોસ કરીને જમવા લાવ્યા અને વળી રેડીમની લોજમાં આવવાનું મારી પાસેથી વચન લઇ ઘણી પ્રીતી દર્શાવી છે. "

" મને ખાત્રી છે. " રતનબાઇએ અતિ ગળતાવડાપણું બતાવીને કહ્યું. " કે તમને રેડીમની લોજમાં આવેલા જોઇ અમને ઘણો આનંદ થશે. આજે અહિંથી તમે જમીને જાઓ તે અગાઉ રતનજીએ તમારી પાસેથી નક્કી વચન લેવું જોઇએ કે, તમે કયારે

અમારા લોજમાં આવશો ? ”

“ જેમ વધારે જલદી આવે તેમ વધારે સારૂં ” “ રતનજી બોલ્યો જે પોતાના આ આમંત્રણને તેની ઓરત તરફથી પસંદગી મળેલી જોઈને વધારે આનંદી દેખાતો હતો. ” કહો ફરદુનજી, તમે પોતેજ કોઇ દિવસ મુકરર કરો અને તમારી ઇચ્છા હોયતો કોઇ તમારા દોસ્તને પણ સાથે લેતા આવજો. કેમ ? આવતા સોમવાર વિષે શું કહો છો ?

“ હું આપની ચાકરીમાં હાજર થઈશ. ” ફરદુનજીએ ઉત્તર આપ્યો અને પછી જે ખુણામાં હું રૂસ્તમને લઈનેબેઠી હતી તે તરફ વધીને તેણે વખાણ કરવાના ડોળથી કહ્યું. ‘ અરે કેવું સુંદર, નાનું પ્રાણી ? મેં આવો સુંદર છોકરો કદી જોયો નથી. હું ધારૂં છું કે, તે સૌથી નાનો છે કેમ ? ”

એમ કહી તેણે રૂસ્તમના ગાલ ઉપર ટાપલી મારી. જેના વિષે સત્યને ખાતર મારે જણાવવું જોઈએ. તે અતિ કદરૂપો છોકરો હતો તેના જેવો કદરૂપો બીજો કોઇ છોકરો મેં કદી જોયો નહોતો.

“ હા. તે સૌથી નાનો છે. ” મારી શેઠાણી બોલી તેણી રૂસ્તમના વખાણથી ઘણી ખુશી થઈ ગઇ હતી. “ તમે નથી જોતા કે તે તદન તેના બાપ જેવો છે ? ”

“ ખરેખર તેમ છે ? ” તેણે જવાબ આપ્યો અને મારી શેઠાણી સામે ફરી ઉભો રહ્યો, પણ તરત તે પાછો ફર્યો અને મારી તરફ એવી દ્રષ્ટી કરી કે, હું તરત લાલચોળ થઇ આવી અને થરથર ધ્રુજવા લાગી “ ખરેખર તે સુંદર છોકરો છે. ” તેણે વધારો કર્યો અને ફરીથી રૂસ્તમના ગાલ ઉપર ટાપલી મારી પ-

ણુ તેજ વેળા મારો હાથ જોરથી દાબ્યો.

મેં મારો હાથ ગુસ્સાથી એવો ઝટકી લીધો કે, રૂસ્તમ એકદમ ચમકી ઉઠી જોરથી રડવા લાગ્યો. ફરદુનજી દેહેશતથી થોડાં ડગલાં પાછો હઠયો અને બોલ્યો. " મને બીક લાગેછે કે મેં કાંઈ ખોટું કર્યું હોય, પણ માફી મળવાની આશા રાખુંછું. "

" આ તેના શબ્દો રૂસ્તમ વિષે હતા એમ મારો શેઠ તથા શેઠાણીને ખરેખર લાગ્યું, પણ છુપી રીતે તે મને લાગુ પાડયા હતા, તે તેઓને ખબર નહોતી. તે હકીકત મારી શેઠાણીને કહેવાની મારી પણ છાતી ચાલી નહીં; કારણ કે તે કોઈ છોકરીને તેણીના ઉમદા અને સદગુણી વિચારને માટે સાબાશી આપે એવી નહોતી તે હું જાણુતી હતી.

આ પછી તરત અમે સઘળાં જમવા બેઠાં. મારે વાસ્તે બાજુ ઉપર એક જુદી ટેબલ હતી. જમતી વખત જે વાતચિત થઈ તે અહિં જણાવવાની કશી જરૂર નથી, પણ એટલું કહેવું જરૂરનું છે કે, જમતાં જમતાં ફરદુનજી વારંવાર મારી તરફ આંખ ઠેરવી જોતો હતો. જમી રહ્યા પછી મારા શેઠે ગાડી જોડવાનો હુકમ કર્યો ત્યારે મારા જીવને નિરાંત થઈ. મારી શેઠાણી ગાડીમાં ચડી તે વખતે તેણીને પેલા ફરદુનજીએ ટેકો આપ્યો અને પછી મને ટેકો આપતી વેળા બોલ્યાં. " સંભાળ રાખજે. તે સુંદર બાળક સહીત સાચવીને ચડજે. " પણ તેજ વેળા તેણે ફરીથી અગાઉની માફક મારો હાથ દાબ્યો જે મેં જોરથી પાછો ઝટકી લીધો. તે એવું બતાવવા સારૂ કે, તે મારી તરફ એટલી ગેરકાયદે છુટ લેતો હતો, તે હું તદન ધિક્કારતી હતી.

ગાડી ચાલી નીકળી અને અમે પાછાં રેડીમની લોજમાં આવ્યાં.

# પ્રકરણ ૭ મું.

## એક ભયંકર બનાવ.

મારો શેઠ તથા શેઠાણી તે દહાડાની તેઓની ઘોઘાની મુસાફ-રીથી થાકી ગયેલાં હોવાથી હમેશ કરતાં અરધો કલાક વેહેલાં સુવા ગયાં અને દસ વાગ્યા પછી થોડીવારે ઘરનાં નોકર ચાકરો પણ ચુપ ચાપ થઇ ગયાં. મને પણ થાક કાંઇ ઓછો લાગ્યો નહોતો, કારણ કે ઘોઘાની શેરીઓમાં રૂસ્તમ—જે હવે કાંઇ બાળક નહોતો તે—ને તેડીને મારે ચાલવું પડયું હતું. તેને ગાઢ ઉંઘમાં પડેલો જોઈ હું ઘણી ખુશી થઇ અને મારા બિછાનામાં પડી. થોડીવારમાં મારી આં-ખો ઉપર નિદ્રાદેવીએ પુરતો કાબુ બેસાડી દીધો.

આ પ્રમાણે હું કેટલી વાર સુધી ઉંઘી તેની મને ખબર ન ર-હી, પણ આખા ઘરને ગજાવી મુકે એવી મોટી બુમોથી હું ચોંકીને જાગી. આખા શરિરે ધ્રુજતી હું બિછાનામાં જાગતી પડી રહી. પ-ગથી તે માથા સુધી રૂંવાડે રૂંવાડે પરસેવો ટપકી રહ્યો અને મારૂં હૃદય એટલા જોરથી ધબકવા લાગ્યું કે, જાણે કોઈ મારા ઓશીકા તરફના પાયા ઉપર ઢીંકા મારતું હોય એમ મને સમજાયું. શ્વાસ અટકાવી મેં કાન દઇને સાંભળ્યું તો " ચોર, ચોર. " એ બૂમ જે અગાઉથી મારા કાનમાં ગાજી ઉઠી હતી તે શરૂ રહેલી મેં સાંભળી. આ બૂમ મારો શેઠ તથા શેઠાણી બંને પાડતાં હતાં. થોડી પળમાં ગાડીવાન તથા બબરચી તરફથી જવાબ મળતો મેં સાંભળ્યો, તેથી તેઓ આવતા હતા એમ અનુમાન થયું. તે પછી ચાલીઓમાં પ-ગલાંનો અવાજ મેં સાંભળ્યો અને મારી બીકનો કાંઈ પાર રહ્યો

નહીં. મારા મનમાં તિવ્ર વેદના થવા લાગી. ત્યાંથી ખસવાને મારી છાતી ચાલી નહીં અને કદાચ હું હિંમત લાવત તો પણ એક ડગલું એ ભરી શકત નહીં; કારણ કે ઓરડામાં ઘોર અંધારૂં હતું અને જુદી જુદી જાતની ધાસ્તીઓ મારા મનને સતાવતી હતી.

થોડી પળમાં મેં એવો અવાજ સાંભળ્યો કે જાણે કોઈ ચાલીમાં છુપી રીતે ચાલી આવતું હોય અને તેનાં કપડાં દિવાલ સાથે ઘસાતાં હોય. મારી નસોમાં લોહી ઠરી ગયું. ભયથી અત્યંત ગભરાઇ ગઇ. મેં સાંભળ્યું કે બહાર કોઈ મારા બારણાનો આગળીઓ ફેરવતું હતું અને હું કદી તાળું મારતી નહીં તેથી તેને ઉઘાડવું સેહેલ હતું. તે બારણું પછી ખરેખર ઉઘાડયું અને કોઇ અંદર પેઠું મેં, તે બરાબર સાંભળ્યું. બારણું પાછું બંધ થયું તે પણ મેં સાંભળ્યું અને કળ બંધ કીધી તે પણ મારા જાણવામાં આવ્યું; પણ તેથી વધારે મેં કાંઇ સાંભળ્યું નહીં, તેમ મને યાદ પણ નથી; કારણ કે તેજ ક્ષણે મારી શુદ્ધિએ મારો ત્યાગ કર્યો હતો. આ હાલતમાં હું કેટલીવાર સુધી રહી તે હું જાણતી નથી, પણ જેમ જેમ હું પાછી શુદ્ધિમાં આવતી ગઇ તેમ તેમ જે બન્યું હતું તેનું સ્મરણ મને ધીમે ધીમે આવતું ગયું અને ફરીથી હું તે ભયંકર ગભરાટનો ભોગ થઇ પડી. મને ખાત્રી થવા લાગી કે ચોર મારા ઓરડામાં સંતાયો હતો અને તે ઘણું કરીને મારા ઢોલીઆ નીચેજ હશે. યા ખુદા ! જ્યારે આ સઘળા વિચારોએ મારા મન ઉપર દ્રઢ અસર કરી ત્યારે મને કેવો થરથરાટ વછુટયો? થોડીક મિનિટો સુધી હું રડવા જેવી બેભાન પડી રહી. ઓરડામાં તદન અંધારાએ અમલ ચલાવ્યો હતો તેથી હજુ રાત્રી હ-

તી, ચુપકી પણ હવે આખા ઘરમાં પ્રસરી રહી.

એકાએક મારા મગજમાં એવો ખ્યાલ ચમકી ઉઠયો કે હું એક ભયંકર સ્વપ્નાની સત્તા નીચે દુઃખી થતી હતી. મારા શેઠ અને શેઠાણીની જે બુમો મારા સાંભળવામાં આવી હતી તે તથા નોકરોના ખાત્રીબંધ જવાબો, પગલાંનો અવાજ અને છેલ્લે મારા ઓરડામાં કોઈ છુપી રીતે ભરાઇ પેઠું તે સઘળું મને સ્વપ્ના રૂપ ભાસ્યું. જેમ જેમ મારી ધારસ્તીની આ સમજણ ઉપર હું વિચાર કરવા લાગી તેમ તેમ તેણે મને વધારે ગુંચવણમાં નાંખી. મેં હિંમત પકડી અને મારૂં સઘળું કૌવત એકઠું કરી ઢોલીયા ઉપર નીચે ઉતરી. મેં ધીમેથી અને અવાજ ન થાય એવી રીતે બારણું તપાસી જોયું તો તેને કળ બંધ કરેલી નહોતી. આથી વધારે હિંમત ધરીને મેં બત્તી સળગાવીને જોયું તો ઓરડામાં કોઇ આવેલું જણાયું નહીં. હું સ્વપ્ના વશ હતી એમ મારૂં માનવું વધારે મજબુત થયું અને મેં ઢોલીયા નીચે જોયું તો ત્યાં પણ કોઈને જોયું નહીં. પણ બત્તી બુઝવી નાંખી ફરીથી હું બિછાનામાં સુતી અને થોડીવારે નિંદ્રાવશ થઇ. વેહેલી સવારે જાગી તો માથામાં દુઃખ થવા લાગ્યું અને આજારી જણાઇ. જલદીથી કપડાં પેહેરી રૂસ્તમને લઈ બીજાં બે બાળકો હતાં ત્યાં હું–ગઇ અને પેસતાંજ મોટી આયા જે બુચીબાઇનું માથું ઓળતી હતી તેણી બોલી. " આવો કાંઇ કામ છે? "

" શું ? " ધારસ્તી સાથે અચંબામાં હું બોલી, કારણ કે મને તરત એમ લાગ્યું કે આગલી રાતનું મારૂં સ્વપ્નુ ખરૂં પડયું કે શું ?

" કેમ? " રાતમાં એટલો ગોંધાટ થયો તોપણ તું જાગી નહીં એ શું ? મોટી આયા બોલી. " જ્યારે મારા સાંભળવામાં આવ્યું કે, ચોર ઘરમાં કોઈ જગાએ છુપાઇ રહ્યા છે ત્યારે તો હું દિવાની જેવી થઇ ગઈ. "

" ભલીબાઇ." મારી રાતની ધાસ્તીઓ ખરી પડેલી સાંભળીને હું બોલી. " શું થયું છે તે મને કહેશો ? "

" અરે! રાત્રે ચોર આવ્યા હતા." તેણીએ જવાબ આપ્યો. " તેઓએ વાસણ રાખવાના ઓરડામાં હિંમતથી પ્રવેશ કર્યો અને કેટલીક રકાબીઓ વગેરે કિંમતી સામન લઈ ગયા વળી તેઓએ આપણા શેઠ તથા શેઠાણીના સુવાના ઓરડામાં જવાની હામ ભીડી અને ત્યાંથી તેઓ રૂપિયાની થેલીઓ તથા ઘડીઆળો વગેરે હાથ કરીને પાછા ફરતા હતા, એવામાં એકાએક શેઠાણી જાગી ઉઠયાં અને " ચોર,ચોર. " એવી બુમો પાડવા લાગ્યાં પછી એવું જણાય છેકે, રૂપીઆની થેલી તથા ઘડીઆળો ફેંકી દઈને ચોરો ત્યાંથી—નાઠા પણ ઓરડાગાં અજવાળું નહીં હોવાથી તેઓ કેટલા જણ હતા તે જણાયું નહીં. તોપણ તેઓ ધારેછે કે, ત્રણ ચોર હતા. બબરચી બેહેરામ અને કોચમેનકાવચ તેઓની ઓરડીમાંથી દોડી શેઠના ઓરડામાં આવ્યા અને તેઓ અંધારામાં આવતા હતા તે વેળા કોઈનાં કપડાં તેઓની સાથે ઘસાયાં એમ તેઓને લાગ્યું, તોપણ બત્તી લાવતાં સુધી તેઓ કશું કરી શક્યા નહીં. પાછળથી બત્તી કરી પેહેલ વેહેલી નીચે તપાસ ચલાવી તો કેટલાં કિંમતી રૂપાનાં વાસણો ગેપ થયાનું જણાયું. તેવાસણો સ્ત્રીનાં અજીઠાં રહી ગયેલાં હતાં તે હતાં. સારૂ થયું કે

બીજાં નવાં વાસણો મજબુત તાળાવાળી પેટીમાં પેક કરેલાં હતાં. તેથી ત્યાં તેઓનો લાગ ફાવ્યો નહીં. બેરામ અને કાવસે માળીને બોલાવ્યો અને ત્રણે જણે મળી એક મજબુત બત્તી હાથમાં પકડી ઘરની આસ આસ ઘણી તપાસ કીધી પણ ચોરો સહીસલામત સટકી ગયેલા માલમ પડયા. પછી ઘરની અંદર તજવીજ ચાલી અને તારા ઓરડા શિવાય બીજો દરેક ઓરડો તપાસ્યો. તારો ઓરડો તપાસી જોતાં તેનાં બારણાં કળવતી બંધ કીધેલાં હતાં અને તું ભર ઉંઘમાં સુતેલી હોઇશ. તને જગાડવાથી કદાચ રૂસ્તમ ચમકીને જાગી ઉઠે એવી ધાસ્તીથી શેઠે તારો ઓરડો તપાસવાની મના કરી. બીજે સઘળે ઠેકાણે જોઇતી શોધ કીધી પણ કોઇ ઠેકાણે ચોરોનો કશો પત્તો લાગ્યો નહીં. "અમને સઘળાંને ઘણી દેહેશત લાગી અને હું તો હજુ પણ એટલી ધ્રુજું છું કે આ બુચીબાઈના વાળ મહા મુશ્કેલીથી ઓળું છું."—

આ હકીકત સાંભળતી વેળા મને કેટલી ધાસ્તી લાગી હશે તેનો વિચાર કરવાનું કામ વાંચનારની મુનસફી ઉપર સોંપુછું. એટલું તો ખરૂં છેકે આવી ધાસ્તીમાં હોવા છતાં મેં તે ચાલતી હકીકત વચ્ચે એક શબ્દ વટીક કહ્યો નહીં. પાછળથી તે રાંતમાં મારે માથે જે વિત્યું હતું તે સઘળુ મેં મોટી આયાને વિદિત કર્યું. મારી વાતથી એટલું નક્કી થયું કે, એક ચોર મારા ઓરડામાં છુંપાઇ રહ્યો હતો અને અલબત એમ ધારવામાં આવ્યું કે, સઘળુ શાંત થયા પછી તેને ત્યાંથી સટકી જવાનો ઠીક લાગ મળ્યો હશે.

આ મારી વાત પાછળથી મારાં શેઠ શેઠાણીને યથાર્થ રીતે કહેવા-

માં આવી અને જ્યારે હું બોલી રહી ત્યારે મારા શેઠે કહ્યું. "અરે બિચારી, તું આજે જીવતી રહી તે તારૂં મોટું ભાગ્ય જાણ."

"બિચારી, ખરેખર?" મારી શેઠાણી ગરમ થઇને બોલી. "હું ધારૂં છું કે તેણી કેવી મૂર્ખ હોવી જોઇએ કે, એટલી ધાસ્તી પામી અને વળી બેશુદ્ધ થઈ. કદાચ ચોર આપણા રૂસ્તમને લઇ ગયા હોત તો—"

"પણ પ્યારી." મારા શેઠે કહ્યું. "ચોરે ધાસ્તીમાં પેહેલું બારણું તેના હાથમાં આવ્યું તે ઉઘાડયું અને અંદર સંતાયો. વળી ઓરડામાં અંધારૂં હશે—હું ધારૂં છું સુનાં કે તું બત્તી બળતી રહેવા દેતી નથી?"

"બત્તી બાળે?" તેણીની હિંમત ચાલે નહીં." મારી શેઠાણી જોરથી બોલી. "પણ હું ધારૂંછું કે, તમારા કહેવાની મતલબ એ હતી જે" તેણીએ તેણીના ધણીને કહ્યું. "ઓરડામાં અંધારૂં હોવાથી તે ચોર આપણા વહાલા રૂસ્તમને જોઈ શકયો નહીં. જોયો હોત તો તે તેને પણ લઈ જાત. ચોરો જેમ વાસણો લઈ ગયો તેમ તેને પણ લઇ ગયો હોત અને અત્યારે રૂસ્તમ અહિં મારી નજરે નહોત, અરે પ્યારા, મારા પ્રાણ—" એમ બોલતાં બોલતાં મારી શેઠણીનો જીવ બગડી. આવ્યો. અહિં મારે જણાવવું જોઈએ કે, ધણીવાર મારી શેઠાણી આવી હાલતમાં આવી જતી ત્યારે તેણીની સ્થીતિ દિવાના માણુસની સ્થીતિ કરતાં કાંઈ વધારે સારી દેખાતી નહોતી.

"શાંત થા, શાંત થા, પ્યારી." મારો શેઠ હિંમત આપતાં બોલ્યો. "ચોર આપણા બાળકને લઇ જાય એવી ધાસ્તી આપણે

શા વાસ્તે રાખવી? ચોરો કાંઇ બાળકો ચોરવા આવતા નથી."

" અરે પણ રતનજી, " મારી શેઠાણી જાણે તેણીને ધાસ્તીનું કાંઈ બીજું મૂકી એકા એક યાદ આવી ગયું હોય તેમ બોલ્યો. "જો આપણો અતિ પ્યારો છોકરો જાગ્યો હોત અને રડવા લાગ્યો હોત તો ચોર તેને મારી નાંખત—હા. કલત કર્યો હોત ? અને જ્યારે હું તેનો વિચાર કરૂંછું ત્યારે ધ્રુજુછું."—અને ફરીથી તે દિવાના જુસ્સામાં અસ્વાભાવિક પ્રકૃતિમાં આવી.

" વારૂ. " મારા શેઠે કહ્યું. " આપણે ખુદાનો ઉપકાર માનવો જોઇએ કે એવું કાંઇ બન્યું નથી અને કાંઇ વધારે ખરાબ થયું નથી એમ જાણીને રકાબી વગેરેનો તોટો સહન કરશું. "

" કાંઇ વધારે ખરાબ થયું નથી ? રતનજી," મારી શેઠાણીએ વિચિત્ર અવાજે બૂમ પાડી. " ચોર આપણા બાળક સાથે ઓરડામાં હતો અને કાંઈ વધારે ખરાબ નહીં ? એથી બીજું શું ખરાબ હોય ? એથી વધારે ખરાબ બીજું શું થવાનું હતું ? "

આ વખતે મેં વિચાર કર્યો કે મારે લગતી વાતચિત હવે થઇ રહી હતી અને મારો શેઠ તથા શેઠાણી વચ્ચેનો ઝગડો જોવાનું ન ઇચ્છતાં હું ત્યાંથી ચાલી નીકળી. અલબત હવે વધારે સાવચેતી ભરેલા ઉપાયો લેવામાં આવ્યા. હથીઆરો ખરીદ કરીને ઘરમાં રાખ્યાં. બારી બારણાંઓને નવા આંકડીયા તથા કળો જડવામાં આવી અને અમારો કુત્રો જે મારા શેઠના મોટા છોકરાને આપ્યો હતો તે પાછો આણ્યો. વળી જાહેરનામાં ચોડાવ્યાં કે, તે ચોર સંબંધી કાંઇ માહિતી આપશે તેને રૂ ૫૦૦)નું ઇનામ મળશે પણ તે સઘળું વ્યર્થ ગયું.

તે પછીને સોમવારે જેવામાં હું બહમનજી બુચીબાઇ અને રૂસ્તમ સહીત સવારના આઠ વાગતાને સુમારે ફરવા જતી હતી તેવામાં બે પારસી સદ્દગૃહસ્થો ઘોડે સ્વાર થયેલા, તેઓની પાછળ એક સ્વાર થયેલા નોકર સહીત અંમારી તરફ આવ્યા અને પાસે આવતાંજ લગામ તાણી તેઓએ ઘોડા ઉભા રાખ્યા.

" કયે બારણેથી રેડીમની લોજમાં જવાય છે? "એક અવાજે પુછયું જેને મેં તરત ઓળખ્યો. અને ઉંચું જોતાંજ ફરદુનજી પોલીસ સુપરીન્ટેન્ડેન્ટને મેં જોયો. " અરે ! આ તો પેલી સુંદરી દાસી છે. " તે બોલ્યો. મારો ચેહેરો લાલચોળ થયો અને મેં ફરદુનજી ઉપરથી નીચે નજર કરી તે આગાઉ તેના સોબતી તરફ જોતાં તે ૧૮–૧૯ વરસનો એક જુવાન સદ્દગૃહસ્થ જણાયો.

" બોલ ખુબસુરત છોકરી, તું મારા પ્રશ્નનો જવાબ આપીશ ? " ફરદુનજીએ કહ્યું. " કારણ કે મારા જાણવા પ્રમાણે તું હજુ રતનજી રેડીમનીના કુટુંબમાં નોકરી છે, કેમકે આ સુંદર છોકરાને હું ઓળખુંછું. " એમ કહી તેણે સુંદર શબ્દ ઉપર ભાર મુકયો જે જણાવવાને મેં નીચે લીટી કરી છે. તેનો મતલબ સુંદર શબ્દનો ઉલટો અર્થ કરવાનો હતી.

" પેલે દરવાજે થઇને સાહેબ." મેં કહ્યું. " રેડીમની લોજમાં જવાય છે. " એટલું કહી બાળકોને લઇ મેં ચાલવાની તૈયારી કરી.

" એક પળવાર થોભ. " ફરદુનજી બોલ્યો. " આટલી ઉતાવળ કર નહીં. આ બધાં રતનજી રેડીમનીનાં છોકરાં છે ? પણ મારે પુછવાની જરૂર નથી, કારણ કે તેઓ બધાં સરખાં છે અને વળી અનહદ કદરૂપાં છે" તેણે તેના દોસ્ત તરફ ફરી ધીમેથી વધારો કરીકહ્યું.

"ફરદુનજી તમે શું કહો છો તે ઉપર ધ્યાન આપો." તેનો સોબતી બોલ્યો. "તે બિચારાં બાળકો કદરૂપાં છે તેમાં તેઓ શું કરે? અને તેઓની આ દાસી વિષે—તેણી ઘણી શરમાળ અને સભ્ય છોકરી દેખાય છે—તેણીને અહિં તેણીની મરજી વિરૂદ્ધ રોકી રાખવી તે ગેરવાજબી કહેવાય."

આ વાતચિત જે મિત્રચારી ભરેલા ઠપકામાં થઈ હતી તે મારે કાને પહોંચવા નહીં દેવાનો તેમનો ઇરાદો હતો પણ મેં તે સઘળી સાંભળી અને તે જુવાન સદ્‌ગૃસ્થ મારી તરફેણમાં ઉપર પ્રમાણે બોલ્યો હતો તેની તરપ્ આભાર સુચવતી દ્રષ્ટી મેં કરી.

"વારૂ, તારો ઉપકાર માનું છું છોકરી." ફરદુનજી બોલ્યો. અને ઘોડાને એડી મારી બંને સદગૃસ્થો પછવાડે ચાકર સહીત આગળ ચાલ્યા અને હું બાળકોને લઇને મારે રસ્તે આગળ વધી.

ફરદુનજીનો સોબતી મારા વિષે જે માયાળુપણે અને નમ્રતાથી બોલ્યો હતો તે બાબત વિચાર કર્યા વિના મારાથી રહેવાયું નહીં. તેઓ બંને સાદા પોશાકમાં હતા પણ મને લાગ્યું કે, પેલો જુવાન સદગૃહસ્થ કોઇ અમલદાર હશે અને પારસી હોટેલમાં મારા શેઠે પરદુનજીને કહ્યું હતું કે તેના કોઇ મિત્રને પણ સાથે લાવવો, તેથી તે સદગૃહસ્થ તેની સાથે આવ્યો હશે.

ફરી આવ્યા પછી ઘેર આવતાં મને જણાયું કે હું મારી ધારણામાં ખરી હતી. તે જુવાન સદગૃહસ્થ માનવંતા પીટીટ ખાંનદાંનનો નબીરો પીરોજશા હતો. તે જુનાગઢ સંસ્થાનના આસિસ્ટંટ પોલીસ સુપરીટેન્ડેન્ટ હતો. હું અહિં વધારૂં કે પીરોજશા ખરેખર અતિ સુંદર જુવાન સદગૃહસ્થ હતો. તેના જેવો ફુટડો જુ-

વાન મેં આજ દીન સુધીમાં બીજો કોઇ જોયો નહોતો. તે ઉંચા કદનો, નાજુક બાંધાનો અને સીધો હતો. તેના વાળ ભુરા, જાડા અને સુંવાળા હતા. તેની આંખો સુંદર, મોટી અને ચળકતી હતી. તેનો બાપ એક મોટો અમીર ગણાતો હતો. તે અતિ ધનવાન હતો અને પીરોજશા તેનો બીજો છોકરો હતો.

આ પરોણાઓ આવવાથી રેડીમની લોજમાં ભારી ધામધુમ મચી રહી. મારા શેઠનો વડો પુત્ર ખરસેદજી રેડીમની પોતાની ઓરત સહીત થોડા દહાડા પરોણા તરીકે રહેવા આવ્યો હતો. મારી શેઠાણી એવા ભભકાદાર પોશાકમાં રહેતી હતી કે જ્યારે તેણી દિવાનખાનામાં બિરાજતી ત્યારે મેઘ ધનુષ્યના જેટલા રંગ કાઢતી અને પોતાથી બનતો એટલો મળતાવડો સ્વભાવ રાખવાનો પ્રયત્ન કરતી. હું ઘણું કરીને મારો ઓરડો છોડી બહાર જતી નહીં અને બનતાં સુધી છોકરાંઓને પણ બહાર લઈ જવાનું બંધ રાખતી; કારણ કે ફરદુનજી તરફની હું ધાસ્તી ખાતી હતી. પણ દરરોજ ખાંણું ખાઇ રહ્યા પછી બાળકોને ફળ વગેરે ખવરાવવાને તેઓને દિવાનખાનામાં મારે લઈ જવાં પડતાં અને તે વેળા મને જણાયા વિના રહેતું નહીં કે મને અણગમતી રીતે ફરદુનજી મારી સામું ટીકયા કરતો.

એક અઠવાડીઉં ગયું એટલે બીજો સોમવાર આવ્યો અને તે દહાડે મને આશા હતી કે પરોણાઓ રજા લેશે. તે દહાડાની હું રાહ જોતી હતી કારણકે તેઓના ગયા પછી એક દહાડાની રજા મને ભાવનગર જવા સારૂ આપવાનું મારાં શેઠ શેઠાણીએ વચન આપ્યું હતું. એમ બન્યું કે, તેજ સોમવારે સવારમાં મારી

શેઠાણી અચાનક મારા ઓરડામાં દાખલ થઇ અને ફરવા જવાની કાંઇ તૈયારીઓ ન જોયાથી મને રંકમબંધ ગાળોથી ઘોઈ નાંખી. મેં છોકરાઓને જલદી કપડાં પેહેરાવ્યાં અને ત્યાંથી એકદમ નીકળી, આવી પડેલા તોફાની વાદળમાંથી બચી. તબેલા પાસે થઇને સરીયામ રસ્તા ઉપર અને થોડુંક આગળ વધી એવામાં એકાએક મારી પાછળ કોઇના પગલાંનો અવાજ સાંભળ્યો. પાછળ નજર કરતાંજ ફરદુનજી પોલીસ સુપરીટેન્ડેંટને મેં જોયો. હવે મારા ગભરાટનો પાર રહ્યો નહીં.

"આહા હા ! આતો અણધાર્યો લાભ થયો." તે બોલ્યો. "સવારની રમણીયતા નિહાળવામાં લલચાઇને આમ તેમ ભટકવા નીકળ્યો પણ તું મળીશ એવી આશા નહોતી. અગર જો કે, જ્યારથી હું અહિં આવ્યો છું ત્યારથી તને મળવાનો લાગ શોધ્યા કરૂં છું." એમ કહી તેણે લોજ તરફ નજર કરી અને પછી તરત મારી ઉપર કાંઇ ગુહ્ય અર્થ દર્શાવતી નજર ઠેરવી.

શું કરવું તેના વિચારમાં હું પળવાળ થોભાઇ રહી પણ તરત ક્રોધાતુર ચેહેરે હું બોલી. "સાહેબ, તમારૂં કહેવું હું કાંઈ સાંભળવાની નથી." એમ કહી બાળકો સાથે આગળ વધી.

પણ ફરદુનજી તરત મારી બાજુએ આવ્યો અને મારો હાથ પકડી બોલ્યો. "સુનાં,. હું તને વિનંતિ કરીને માગી લઉં છું. કે, હું તને કહું તે પળવાર સાંભળ. મારે કાંઇ તને કહેવું છે. તે અગત્યનું છે. હું તને ખરેખરૂં કહું છું કે, તેં મારા મન ઉપર ઘણી ઉંડી અસર કરી છે; તેનું વર્ણન સેહેલથી હું કરી શકું એગ નથી. મને મેહેરબાની કરીને સાંભળ."

તેના આ શબ્દોથી હું પથ્થરના પુતળા જેવી બની ગઈ, પણ તરત પાછી ધીરજ પકડીને હું બાળકો—જે મારી પાસે અમારા બંને તરફ જોતાં ઉભાં હતાં તે—ના તરફ નજર કરીને બોલી. " આ બાળકો સાહેબ, મારી તરફની તમારી વર્તણુકના સાક્ષી છે; પણ તેઓ એવી રીતે વાત કરશે કે સઘળો વાંક મારી ઉપર આવશે. જો તમારા અંતઃકરણમાં કાંઇ દયાનો નિવાસ કીધો હોય તો મને એકદમ જવા દો એવી મારી નમ્ર વિનંતિ છે. "

" ના, સુનાં, હું તને જવા દેનાર નથી. " ફરદુનજીએ જુસ્સાથી જવાબ આપ્યો. " હું તને ચાહુંછું અને હું કસમ ખાઇને જાહેર કરૂંછું કે તારી ઉપર મારો પ્યાર ચોંટયો છે. "

" આવો મારા પ્યારા બાળકો. " મેં જલદીથી બાળકો તરફ ફરીને કહ્યું. " ચાલો આપણે પાછાં ઘેર જઈએ, કારણકે આપણને આ ગૃહસ્થ આગળ ચાલવા દેશે નહીં. અને બાળકોને પકડીને હું ઉતાવળથી પાછી ચાલી.

" નિર્દય, નિર્દય સુનાં, " ફરદુનજી ધીમા અવાજે બડબડયો. " આ પ્રમાણે મારી સાથે વર્તણુક ચલાવવાનો તારે હક નથી. હું તારી સાથે માન પુર્વક અને ખરા અંતઃકરણથી બોલુંછું. "

" અને હું સાહેબ. માન પુર્વક તથા ખરા અંતઃકરણથી આપને વિનંતિ કરૂંછું કે મને જવાદો. " હું મોટેથી બોલી. કે જેથી બહમનજી તથા બુચીબાઇ એમ સમજે કે ફરદુનજીને હું બીલકુલ ઉત્તેજન આપતી નહોતી.

" વારૂ. તારી સાથે વાતચિત કરવાની બીજી તક હું શોધી કાઢીશ. " તેણે કહ્યું અને પાછો ફરીને તેણે લોજ તરફ પગલાં ભર્યાં.

"તને તે ગૃહસ્થ શું કહેવા માગતો હતો સુનાં, બહમનજીએ પુછ્યું.

"તે એક જંગલી માણુસ છે." મેં કહ્યું. "તેને આપણી સાથે ચાલવું હતું, પણ તમારી માએ સખ્ત મના કીધી છે તેમ મારી ઇચ્છા પણ તેની સાથે ચાલવાની નહોતી.

બાળકો તરત તે વાત ભુલી ગયાં અને તેઓ રમવા તથા દોડવા લાગ્યાં, તેથી હું તેઓ પડી જાય તો ઉભાં કરવામાં તથા વાડામાંથી પાછાં ખેંચી લેવામાં અને રડવા લાગે તો તેમને સમજાવી પટાવીને છાનાં રાખવાના કામે વળગી. થોડીવાર ફરીને પછી ગારા ઓરડામાં સહી સલામત તે બાળકો સહીત આવી ત્યારેજ હું આનંદ પામી.

જમ્યા પછી મારી શેઠાણીએ નાના રૂસ્તમને વાડીમાં લઇ જવાનો મને હુકમ કર્યો. બહમનજી તથા બચુબાઈ તેમના મોટા ભાઈ ખરસેદજી રેડીમની સાથે બપોર ગાળવાને તેના ખેતરે જતાં હતાં. તેથી નાના રૂસ્તમને લઈને હું વાડી તરફ નીકળી. અને તે સેહેલથી દોડવાને અશકત હોવાથી રસ્તા ઉપર પોતાના રમકડા સાથે રમત કરતો હતો. હું મારા વિચારોમાં લીન થઇ ગઇ. ફરદુનજી પોલીસ સુપરીટેન્ડેન્ટની જંગલી વર્તણુક ઉપરજ વિચાર કરતી હતી. તે વખતે હું જેવી દુઃખી હતી તેવી દુઃખી બીજી કોઇ જુવાન ચાકરડી મને કદી જણાઇ નથી. મેં આકાશ તરફ મારૂં મોઢું ફેરવ્યું તો ખચીત મને એમ લાગ્યું કે, મારી મા ઉપરથી જોઇ રહી હશે. આ વિચારે મારા મનમાં એટલું ઘર ઘાલ્યું કે હું તદન સત્તાહીન થઈ ગઇ. પણ તરત મારી પછવાડે આવતા પગલાંના અવાજથી હું ચોં-

ફી. અને આ વેળાએ વાડીને છેડે—લોનથી દૂર હોવાથી હું ધાસ્તી પામવા લાગી. જલદીથી મેં આસપાસ નજર કરી તો બીજી પળે ફરદુનજીને મારી બાજુએ આવી ઉભેલો જોયો.

"મેં તને કહ્યું હતું મારી સુંદર સુનાં," તે બોલ્યો "કે તારી સાથે ફરીથી વાતચિત કરવાને હું લાગ શોધી કાઢીશ, પણ તે એટલો જલદી મળશે એમ મેં આશા રાખી નહોતી. તે નાનું બાળક તેની મરજી મુજબ રમ્યા કરે છે તેથી તેની પછવાડે તપાસ રાખવાની કશી જરૂર નથી અને પેલાં બીજાં બે કદરૂપાં માંકડાં તેઓની ભેરવ સરખી આંખોથી આપણને તપાસે એમ નથી. જો તું અહિંથી નાસવાને યત્ન કરીશ તો હું તને જોર જુલમથી પકડી રાખીશ અને જો તું બુમો પાડવાનું કરીશ તો હું તારા સુંદર મુખ ઉપર મારો હાથ દાબી ડુચો ઘાલીશ. હવે ત્યારે તું જુએ છે કે હું દ્રઢ થયોછું અને તારે મારૂં કહેલું સાંભળવુંજ પડશે." તેણે જુસ્સાથી વધારો કર્યો.

"અરે ખુદા!" હું ધારતી સાથે ક્રોધથી બોલી. "મારા જેવી ગરીબ નિરાધાર છોકરીને આ પ્રમાણે બોલે છે તે એક સદગૃહસ્થ—અમલદાર છે? સાહેબ, તમે મારી તરફ ધમકીવાળા શબ્દો વાપર્યા છે તેથી મને કહેવાદો કે, તેમાં તમે બીકણનો ભાગ ભજવ્યો છે."

"સુનાં. જો તારી ઉપર મારૂં મન લાગ્યું ન હોત." ફરદુનજીએ વિચિત્ર રીતે બદલાએલે અવાજે કહ્યું. "તો તેં મને બીકણ કહ્યો તેને માટે હું તને ધિક્કારત. ખરા અંતઃકરણથી હું તને ચાહુંછું તો તે મેં તને જાહેર કર્યું તેનું અપમાન કેમ ગણે છે?"

"સાહેબ, એવી ભાષા સાંભળવાને હું હજુ ઘણી નાનીછું."

મેં તરત જવાબ આપ્યો. " અને કદાચ તેમ ન હોત તો પણ તમારા હોદ્દાના સદગૃહસ્થે મારી જેવી ગરીબ ચાકરડીને એવા શબ્દો કહેવા તે કેવળ અઘટિત છે. સાહેબ, " મે વધારો કર્યો. "મારે બુમો પાડી લોકો એકઠાં કરવાની ઇચ્છા નથી પણ જો તમે મારો રસ્તો અટકાવશો તો હું મદદને વાસ્તે બુમો પાડીશ. " આ પ્રમાણે કહી હું ઉતાવળથી આગળ ચાલી.

પણ થોડી પળમાં ફરદુનજી મારી બાજુએ આવ્યો અને જમણા હાથે તેણે મારી કમર પકડી તથા ડાબા હાથે જોરથી મારૂં મોઢું દાબ્યું. એક બેન્ચ તરફ મને ઘસડી તેણે જોરથી તે ઉપર પછાડી અને કઠોર અવાજે બોલ્યો. " સુંના, તારે મારી હકીકત સાંભળવીજ પડશે. " અને પછી મારા મોઢા ઉપરથી તથા કમર ઉપરથી તેના હાથ પડી ગયા અને તે થરથર ધ્રુજવા લાગ્યો. હું અરધી બેશુદ્ધ થવાથી તે પળે મદદ પોકારવાને અશકત હતી. શરમ, ક્રોધ અને આશ્ચર્યના ઉભરાઓથી મારો સ્વર ગુંગળાઈ ગયો હતો.

" હા, તારે મારૂં સાંભળવું પડશે." તેણે ઝડપથી તથા આવેશમાં આવી કહ્યું. " હું પૈસાદાર છું— તારા સુખનીજ વેતરણ હું કાયમ કર્યા કરીશ—હું તને સઘળી જાતની મોજ શોખ વચ્ચે રાખીશ–તને એક ભભકાદાર ઘોડાગાડીમાં ફેરવીશ—રહેવાને સુંદર ઘર આપીશ—તથા પુષ્કળ નોકર ચાકરો—"

" બસ, સાહેબ બસ. " મેં એકાએક બોલવાને શકિત પકડી અને પછી જેવો તેણે મને પકડવાને તેનો હાથ લંબાવ્યો, તેવો મેં તે એક બાજુએ ફેંકી " મને જવાદો સાહેબ, " એમ કહી બાળકને ભુલી જઇ વધારે આગળ દોડી.

પણ બીજી મિનિટે તે મારી સાથે થયો. તેણે ફરીથી મારી

કમર પકડી અને મારા હોઠમાંથી એક ચીસ નીકળી ગઇ. તેણે દિવાના જોસથી મારી કમર પકડી રાખી. મેં છુટવાને વાસ્તે મારીથી બન્યો તેટલો પ્રયત્ન કર્યો પણ મારા ધારવા જેટલા જોરથી હું બુમ પાડી શકી નહીં. હું ગુગળાવા લાગી. મારા ગળામાં જાણે રાખ ભરાઇ ગઇ હોય એમ લાગ્યું. આખરે હું તેના કબજામાંથી ફરીથી છુટી જવામાં ફતેહ પામી. ફરીથી તે મારી પુંઠે દોડયો અને આ વખતે હું ખુલ્લા રસ્તા ઉપર આવી. તેણે મને ફરીથી પકડી અને હું ધાસ્તીની હવા ચીરતી બૂમ સહીત નીચે પડી. તેજ પળે એક ત્રીજો શખ્સ ત્યાં આવી પહોચ્યો મેં તેને આશ્ચર્ય અને ગુસ્સાના શબ્દો કાઢતો સાંભળ્યો અને બીજી પળે ફરદુનજીના હાથમાંથી મને છુટી કીધી.

તે મને એક બેન્ચ પાસે લઈ ગયો અને ધીમેથી તે ઉપર બેસાડી. મેં મારી આંખો ઉઘાડી અને પુર્ણ શુધ્ધિ આવતાં મને જણાયું કે, જે શખ્સ મારી મદદે એટલી ઝડપથી તથા એવી મમતાળુ રીતે દોડી આવ્યો હતો તે માનવંતો પીરોજશા હતો.

પણ પીરોજશાને આભાર બતાવવાની મને શક્તિ આવ્યા અગાઉ ફરદુનજી પાસે આવ્યો. તેનો ચેહેરો ક્રોધથી લાલચોળ થઈ ગયો હતો, હોઠ ધ્રુજતા હતા અને તેની આંખો આગની પેઠે ચળકતી હતી.

“ પીરોજશા, ” તેણે કઠોર અવાજે કહ્યું. “ આને વાસ્તે તું સંતોષ આપજે. તું અને હું હવે મિત્ર તરીકે મળી શકશું નહીં—હાલમાં તો નહીંજ— તેથી જે ઇનામ તું મારા હાથમાંથી ઝુંટી ગયોછે તે તને રહેવા દેઈ હું એકદમ ઘોઘે પાછો જઇશ. મારા અચા-

નક ચાલી નિકળવાને માટે પેલા રેડીમનીને કાંઇ બહાનું બતાવીશ. કદાચ તું તે સુંદર કુમારિકા પાસેથી વચન લઇશ કે, મારા વિષે કાંઈ વાતચિત કરતી વેળા તેણીના મોંપર સીલ મારે.

આટલું કહી તે તરત ત્યાંથી ચાલી નિકળ્યો. અત્યંત ગભરાએલી, પગથી તે માથા સુધી ધ્રુજતી, શું કહેવું કે શું કરવું તે નહીં જાણતી અને " સંતોષ આપજે " એ શબ્દના અર્થથી તદન બિનવાકેફગાર હું ત્યાં બેન્ચ ઉપર બેસી રહી અને ફરદુનજી નજરથી ગુમ થયો તે પછી મેં બીક સાથે મારી આંખો ઉંચી કરી અને ધ્રુજતા અવાજે બોલી. " પીરોજશા, હું તમારો ઘણો ઉપકાર માનુંછું. " તે કરતાં વધારે હું બોલી શકી નહીં પણ રડી પડી.

" તમારે કશાને વાસ્તે મારો ઉપકાર માનવાનું નથી. " તેણે માયાળુ અને હિંમતઆવે એવા અવાજેજવાબ આપ્યો. " તમારી જેવી સ્થીતિમાં આવેલી બીજી કોઇ અબળા તરફ હું જેવી ચાલ ચલાવું તેવીજ રીતે હું તમારી તરફ વર્ત્યોછું. તમેં ઘણાં સભ્ય તથા શરમાળ છો તે હું પેહેલી મુલાકાતથીજ જાણુંછું અને ફરદુનજીની બદઘાનદ હતી તેપણ જે દહાડે અમે અહિં આવ્યા તે દહાડાથીજ મારા જાણવામાં આવ્યું હતું. હું ધારૂંછું કે જેહું ભુલતો નહોઉ તો" તેણે ધીમે અને ઢચું પચું મન સાથે વધારો કર્યો. " તમે બચપણથી આવી ગરીબ સ્થીતિમાં ઉછર્યાં હશો નહીં. "

" સાહેબ, બીજી સ્થીતિ વિષે હું આશા ધરાવતી નથી. " મેં જવાબ આપ્યો. " મારાં માબાપ ગરીબ હતાં. મારી મા, સાહેબ,-" અને અહિં મારી આંખોમાંથી દડદડ આસું પડયાં.

" હા. હું સમજ્યો. " તેણે કહ્યું. " તમારી મા પેલી જહાંન-

માં કુચ કરી ગયાંછે. પણ આ સઘળું તમારૂં વૃતાંત તમને અડચણ નહોય તો આવતી કાલે સાંભળવાની તમે મને તક આપશો. હું તમને વિનંતિ કરૂંછું કે, કાંઇ ખાલી–સુસ્ત જીજ્ઞાસાને ખાતર હું તમને કહેતો નથી. ના,ના. મારા મનમાં તો કાંઇ બીજું છે. "

પછી તેણે થોડીવાર સુધી મારી ઉપર માયાળુ નજરથી જોયા કીધું.

" કાલે બપોરે. " તેણે એકાએક કહ્યું. " હું સોધે પાછો જઈશ, તેથી સવારમાં આશરે આઠ વાગતે હું આ જગોએ આવીશ. કદાચ તમે પણ તે વખતે અહિં આવવાની ના કહેશો નહીં અને તમે ના કહેશો નહીં એવી મારી ખરા દિલથી વિનંતી છે. એટલું કહી મારો હાથ પકડી ધીમેથી પોતાના હાથવતી દાબ્યો અને પછી ઉતાવળથી ચાલ્યો ગયો. હું ઉપરના સઘળા બનાવોપર વિચાર કરતી બેસી રહી.

પણ એટલામાં રૂસ્તમની ચીસો મારા કાન ઉપર આવી અને તેનું હૃદય હમણાં ફાટશે એમ મને લાગ્યું. હું ઉતાવળથી તેની પાસે દોડી ગઇ તો તેને કાંટાની વાડમાં પડેલો જેયો. તેના શરીરે ઘણા ઉઝરડા થયા હતા. મારા બેદરકારપણાને માટે પસ્તાવો કરતી તેને હું ઘરમાં લાવી. તે હજુ બરાડા પાડતો હતો. સારા નસીબે મારી શેઠાણી ફરદુનજીને રજા આપવામાં ગુંથાણી હતી. હું રૂસ્તમને મારા ઓરડામાં લઈ ગઇ અને ત્યાં તેને મહા મુશ્કેલીથી છાનો રાખ્યો.



## પ્રકરણ. ૮ મું

### મીજલસ.

આ રમરણીય દિવસની સાંજરે——કારણ કે વાંચનારે કેટલીક હકીકત ઉપરથી આ દિવસ સંભારી રાખવા યોગ્યછે—રેડીમની લોજમાં એક નવિન દેખાવ બન્યો, પણ મેં પોતે તે ન જોયાથી મોટી આયા અને બબરચી બેહેરામ જેઓએ નજરે તે જોયો હતો તેઓના કહેવા પ્રમાણે મારા વાંચનારની આગળ તે મુકવાને હું શકિતવાન થાઉંછું.

રેડીમની લોજના પરોણાઓ બીજે દહાડે જવાના હોવાથી મારી શેઠાણીએ તે દહાડે એક મોટી મીજલસ ભરવાની ગોઠવણ કીધી હતી. સ્વાદિષ્ટ પકવાનોને વાસ્તે તૈયારીઓ ચાલી રહી હતી. નાંણાં ખરચવામાં તેણીએ કંજુસાઇ તે દહાડે દુર કીધી હતી. મુંબઇથી સારી સારી ચીજો મંગાવી હતી અને ત્યાંના પ્રખ્યાત બબરચી નસરવાનને પણ ખાણાની ગોઠવણ વગેરે સારૂ બોલાવ્યો હતો. મારા નોકર ભાઇઓ ખરેખર તાજુબ થાય એવું એ હતું કે નસરવાન પોતાની લેન્ડો ગાડી તેના તેજી આરબ ઘોડાની જોડી સાથે લેતો આવ્યો હતો. તે દરવાજા ઉપર બેવડો ઠેકો મારતો આવ્યો. એક સદગૃહસ્થને છાજતો ફાંકડો પોશાક તેણે પેહેર્યો હતો અને મેહેરબાન કહેવરાવવાની આશા રાખતો હોય એવો દેખાતો હતો. રસોડામાં પગ મુકતાંજ તેણે મારા શેઠના બબરચીની ભૂલો કાઢવા માંડી. તેની કરેલી વસ્તુઓ તેની મજાદા બબરચીને પસંદ આવી નહીં. તેણે ઘણા થોડા વખતમાં સઘળું ઠીકઠાક કર્યું. આ જથાબંધ ફેરફાર તેણે પો-

તાની દેખરેખ તળે ઘણી ચાલાકીથી થોડા વખતમાં કર્યો. મારી શેઠાણી અને બેહેરામ બબરચીએ જમવાના ઓરડારમાં ટેબલ ગોઠવી રાખી હતી. સઘળી જોઇતી ચીજો પણ તે ઉપર મુકી રાખી હતી. મીજલસ ભરાવાનો વખત પાંચ વાગતાનો હતો પણ આ ઉપલી તૈયારી ત્રણ વાગ્યાથી થઇ રહી હતી. પાંચ વાગવામાં આશરે વીશ મિનિટ રહી તે વેળા નસરવાન રસોડામાં સઘળી તૈયારી કરી રહ્યા પછી આ જમવાના ઓરડામાં આવ્યો અને આવતાંને વાર તેણે ઠંડા મિજાજથી હુકમ કર્યો કે, ટેબલ ઉપરથી રકાબી, પ્યાલા વગેરે સઘળો સામાન દૂર કરવો, કારણ કે તે ગોઠવણ તેને ફરીથી કરવી હતી. બબરચી બેહેરામ આથી નિરાશ થયો અને જલદીથી તે રતનબાઇ શેઠાણીને બોલાવી લાવ્યો. તેણીએ કાંઇ પણ ફેરફાર સામે સખ્ત મના કીધી અને જણાવ્યું કે તેણીની મરજી મુજબ ટેબલ ગોઠવાઈ હતી.

" બહુ સારૂં ત્યારે બાઈસાહેબ. " નસરવાન ઠંડી રીતે બોલ્યો. " મારી ગાડી જોતરાવાનો હુકમ કરો. હું પાછો મુંબાઈ જઇશ, કારણ કે અહિં મારો બીલકુલ ખપ નથી. "

મારી શેઠાણી તેનો ચેહેરો ટીકવા લાગી પણ નસરવાન ધીરજથી બેદરકારપણે ચાલવા લાગ્યો. આથી પોતાની ઉદ્ધતાઈને માટે મારી શેઠાણીને માફી માગવી પડી અને પછી નસરવાનને રાજી કરવા લાગી; તેથી તે રહ્યો. ટેબલ ફરીથી ગોઠવાવી અને મારી શેઠાણીને કબુલ કરવાની જરૂર પાડી કે તેણે કરેલી ગોઠવણ વધારે સારી હતી.

પરોણાઓ આવવા લાગ્યા. ગાડીઓ ઉપર ગાડીઓ ભરાવા

લાગી અને આશરે ૪૦) પરોણાઓ આવી હાજર થયા. માત્ર પરદુનજીને તથા પીરોજશાનેજ નહીં પણ સઘળા પરોણાઓને પોતાના ભભકાથી આંજી નાંખવાનો ઈરાદો મારી શેઠાણીને હતો. તેમાં પરદુનજી તો ગયો હતો તેથી મારી શેઠાણીને પેહેલ વેહેલાં ઘણું માઠું લાગ્યું પણ તેના બદલામાં પીરોજશા રહ્યો છે, એમ માની સંતોષ ધર્યો હતો. ખરેખર કોઇ દહાડો મારી શેઠાણી આજના જેવી મળતાવડી જણાઈ નહોતી.

જમણ પુરૂં થઇ રહ્યા પછી મીઠાઇ વગેરે ટેબલ ઉપર આવી અને તે પછી બાનુઓ હજુ બીજા ઓરડામાં ગઇ નહોતી, એવામાં બબરચી બેહેરામ આવ્યો અને તેણે મારા શેઠના કાનમાં કાંઇ વાત કહી. " તારે તારી શેઠાણીને પુછવું પડશે. " મારા શેઠે ધીમે અવાજે કહ્યું તેથી બેહેરામ ઓરડામાં લાંબો ઘેરાવો લઇને મારી શેઠાણીની ખુરશી પાછળ આવ્યો અને તેણીના કાનમાં કહ્યું, પણ તેણીએ માથું ધુણાવ્યું. " અસક્ય. આજે રાત્રે નહીં. " બબરચી પાછો ગયો. થોડી પળ બાદ પાછો આવ્યો અને જાણે કાંઇ તાજો સંદેશો લાવ્યો હોય એમ જણાયો.

" વારૂ. બેહેરામ, વળી શું છે? " મારી શેઠાણીએ પુછયું અને સંદેશો સાંભળ્યા પછી બોલી. " રતનજી, આ દસ મિનિટોમાં આટલી આવ જા અને કાનફુસીયાંથી આપણા મિત્રોને જાણવાની ઈચ્છા થઇ હશે કે, તે ગુપ્ત વાત શું છે. હું તેમને કહી સંભળાવું. ખરી વાત એ છેકે, " તેણીએ સઘળા તરફ નજર કરીને કહ્યું. " આ તે બિચારો દાદી, પેલો હાસ્ય રસ નાટકકાર—"

" અરે! " એદલજીએ ઉદ્‌ગાર કાઢયો જે ધડેચીનો માજી-સ્ટ્રેટ હતો. " આખા ગઢેચીને આજ ત્રણ મહિના થયાં મોટો આનંદ આપે છે તે? "

" તેજ દાદી. " મારી શેઠાણીએ જવાબ આપ્યો. „ અગર જોકે ખરૂં કહું તો મેં તો તેને એકેવાર જોયો નથી. હું પોતે." તેણીએ વધારે ગંભીર અવાજે બોલવું જારી રાખ્યું. " નાટકને આશ્રય આપવા ચહાતી નથી, કારણ કે તેથી નીતિનો બોધ આપણુને મળતો નથી એમ હું માનું છું અને તે દાદીનું અહિં આવવાનું કારણુ એ છેકે, તે આપણી તરફથી આશ્રય લેવાને અરજ કરવાનો છે."

" ત્યારે આપણે શું કરશું મારી પ્યારી? " મારો શેઠ બોલ્યો. " આપણે તેને અંદર આવવા દઇએ અને જેજોની ઇચ્છા મદદ આપવાની હોય તે નામ લખાવે. "

" પણુ તે ઘણું સારૂં થશે. " ધડેચીનો માજીસ્ત્રેટ બોલ્યો. " કે, રતનબાઈ જેવી મળતાવડી અને ઉત્તમ બાનું જે સત્ય, ધર્મ અને નીતિના આવા ઉંચા વિચાર ધરાવે છે તેણી તે અભાગીયાને તેના ધંધાની હલકાઇ વિષે યોગ્ય શબ્દોમાં સમજણુ આપશે. "

" ખરેખર તે કામ બજાવવા હું માથે લઉં છું " મારી શેઠાણીએ કહ્યું જે તેણીની ઉપરની પ્રસંસાથી અતિ ખુશી થયેલી જણાઇ પછી બબરચી તરફ ફરીને કહ્યું. " બેહેરામ, નાટકવાળા દાદીને કહે કે અંદર આવે. "

" થોડી મિનિટમાં દાદીએ દેખાવ દીધો. તેણે મોટો સફેત

કોટ પેહેર્યો હતો જેને છાતીના ભાગમાંજ બટન હતાં. તેના ચેહેરાનો નીચલો ભાગ રૂમાલથી છુપાયેલો હતો અને માથા ઉપરની અંગ્રેજ ફેશનની ટોપી ઠેઠ નાકની દાંડી સુધી આવી હતી. ખોટા વાળ ચોટાડીને થેભીયાં કર્યાં હતાં અને ટુંકામાં તે ઘણોક ચાલાક દીસતો હતો.

જ્યારે તે અંદર આવ્યો ત્યારે મારો શેઠ તેની સામું એક નજરે જોઇ રહ્યો.

" વારૂ. દાદી, " મારી શેઠાણીએ કહ્યું અને આત્મસંતુષ્ટ રીતે આસપાસ નજર કરી. એવું સુચવવાને કે, પોતે હવે ભાષણ આપવાની તૈયારીમાં હતી. " તને અહિં બોલાવવાનું કારણ એ છે જે–મારી, મારા ધણીની તથા મારા પરોણાઓની હજુરમાં તને આશ્રય આપવાને માટે કંઇ કરવું છે. અગર જો કે તારા ધંધા ઉપર વિચાર કરતાં તને આશ્રય આપવો અમને ઘટિત–

" વાહ આવાં. " વિચિત્ર રીતે પોતાનો એક હાથ તથા એક પગ લંબાવીને દાદી બોલ્યો.

" તું તારા જુના દોસ્તને શિખવે છે કેમ ? "

ઉપલા શબ્દો સાંભળી સઘળા આશ્ચર્ય પામ્યા. મારા શેઠે ધીમી ચીસ પાડી અને ગભરાએલા જેવો થઇ બેઠો. દાદીએ તરત પોતાના ખોટા લગાવેલા વાળ કાઢી નાંખ્યા અને દેડકાની પેઠે કુદકો મારીને રતનબાઇની સામે ઘુંટણ પર બેઠો અને બોલ્યો. " કેમ, આવાં, તારા જુના દોસ્તને ઓળખે છે કે નહીં ? અરે ! ખરેખર હું બદલાઈ ગયો છું અને તું પણ જો સ્ટેજને વળગી રહી હોત તો બદલાઇ જાત; પણ તેં દસ બાર વરસ અગાઉ તે છોડયું અને અ-

હિં આવી રતનજી રેડીગનીને ઝાળમાં પકડયો. તું બાદશાહી નાટક મંડળી " માંથી એકાએક ગુમ થઈ ગઇ તે મને સાંભરેછે. હવે સઘળું ખુલ્લું થયું. મેં તને બરાબર ઓળખી છે. આવ આવાં, તારા જુના દોસ્તને આવકાર આપ. "

અહિં મારા શેઠે તેને એકદમ બહાર કાઢવાનો હુકમ કર્યો અને દાદી પોતાનું કહેવું સાંભળવાનો આગ્રહ કરતો હતો, તેને ધક્કામારી બહાર કાઢવામાં આવ્યો. મારી શેઠાણી અરધી બે શુદ્ધ જેવી થઇ ગઇ હતી. તેણીને ઉપાડીને બીજા ઓરડામાં લઈ ગયા. મારો શેઠ અતિશય શરમાયાથી મીજલસમાં બેસી શક્યો નહીં, તેથી તે પણ તેણીની પછવાડે ગયો અને સઘળા પરોણાઓ પોતપોતાની ગાડી જોડાવી એકદમ તેઓના ઘર તરફ રવાના થયા.

આ બનાવ નીચે બનતો હતો તે દરમ્યાંન ઉપર મારા કેવા હાલ હતા ? બહમનજી, બચુબાઇ અને રૂસ્તમ એ ત્રણે તેઓની મરજીમાં આવે તેમ મસ્તી કરતા હતા. તથા મને બહુ સતાવતા હતા. બહમનજી મારી સામે લાત ઉગામીને દોડતો હતો અને રૂસ્તમ તો મારાં કપડાં છોડતો નહોતો. પણ આખરે તેઓ સઘળાં થાકી થાકીને પોતાની મેળે ઉંઘી ગયાં. તે વખતે મારા વિષે વિચાર કરવાની મને ફુરસદ મળી. પીરોજશાએ મને મારો હેવાલ કહેવા બોલાવી હતી. તેણે મારૂં રક્ષણ કર્યું હતું તથા મારા ભલાગાં તે હિત ધરાવતો હતો તેથી તેને મારો હેવાલ સાંભળવાનો હક ખરો. તેણે મને માયા બતાવી હતી તેના બદલાગાં મારી ફરજ મેં બજાવી હતી. એટલે મારો આભાર તેને જણાવ્યો છે. હું ગરીબ ચાકરડી હતી અને તે એક ખાંનદાંન કુળનો ગર્ભ શ્રીમંત શેઠીઓ અને અમલદાર

હતો, તેથી મારો હેવાલ તેને શાવાસ્તે સંભળાવવો જોઈએ એવો વિચાર કરતી હું આખરે દ્રઢ થઇકે મારે જવું નહીં, એટલામાં મોટીઆયાં દોડી આવી. નીચે જે બન્યું હતું તે તેણીએ મને જાહેર કર્યું. અગર જોકે, મારી શેઠાણી ઘણી સખ્ત હતી પણ તેણીનું ખરાબ ઇચ્છવા હું ચહાતી નહોતી. તેણીનું પોકળ આ રીતે જણાઇ આવ્યું તેથી મારા મનમાં દુઃખ થવા લાગ્યું.

બીજે દહાડે સવારે મારા શેઠે એક પછી એક સઘળા નોકરોને બોલાવી દરેકને એક એક મહિનાનો પગાર વધારે આપી કહ્યું કે, તેને દેશાવર ખાતે જવું હતું તેથી નોકરને રજા આપવાની જરૂર પડી. મારી ઉપર તે ઘણો માયાળુ હતો તેથી હું તેની પાસે ગઈ ત્યારે તે ડુસકાં ભરવા લાગ્યો. મને પગાર ઉપરાંત ૨૦ રૂપીયા વધારે આપ્યા. મારાથી પણ રડયા વિના રહેવાયુ નહીં. વધારાના ૨૦ રૂપીયા પાછા લેવાને મેં કહ્યું ત્યારે તેણે ડુસકાં ભરતાં માથું ધુંણાવી ના સુચવી. હું ઘણી દીલગીર થઇ ગઇ હતી તેથી મારાથી પણ કાંઈ વધારે બોલાયું નહીં. હું તરત ત્યાંથી ચાલી નીકળી અને દાદરે ચડતી હતી; એવામાં પીરોજશા મને સામો મળ્યો.

" હું જાઉંછું સુનાં, તું બાગમાં આવજે. " તેણે કહ્યું, પણ મેં ત્યાં ન જવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો તેથી સીધી મારા ઓરડામાં ગઇ અને મારા સામાનની પેટી લઈને હું મારા શેઠના ઘરને છેલ્લી સલામ કરી ભાવનગર તરફ આવી.

---

# પ્રકરણ ૯ મું.

## નવાપરાનું પીઠું.

હું ભાવનગર પહોંચી તે વેળા બપોર થયા હતા અને એક વ-
રસ ઉપરાંતના વિયોગ પછી મારી બેહેનોને મળવાને મારો જીવ બહુ
તલપી રહ્યો હતો, તેથી બારોબાર હું ધનાંબાઈ ઘોકડાવાળાંને ત્યાં
ગઇ. ત્યાં ખુરશેદ અને દીનાંને અતિ હર્ષ સહિત ભેટી. અગર જો-
કે ખુરશેદની વર્તણુક મારી તરફ મને બેદરકાર લાગ્યાથી મારા આ-
નંદને થોડોક આંચકો લાગ્યો, પણ મારી નાની બેહેન દીનાંના
સ્નેહના બેહદ ઉમળકાથી તે ક્ષણ ભંગુર દુઃખ પલકમાં તદન વિ-
સરાઈ ગયું. દીનાં હસતી અને સજળ નેત્રે મારી કોટે વળગી
પડી. મેં તેણીને ગાઢ આલીંગન કીધું અને અત્યંત પ્યાર સહિ-
ત વારંવાર તેણીને પ્યારની ચુમીયો લેવા લાગી.

મારી બેહેનોને તપાસતી વેળા તેઓ બંનેમાં આશ્ચર્યકારક
સુધારો થયેલો મને જણાયો. ખુરશેદ જે હમણાં તેર વરસે પહોં-
ચી હતી તેણી એક સુંદર, તેણીની ઉંમરના પ્રમાણમાં જરા ઉં-
ચી અને પાકી સમજવાળી દેખાતી હતી, જેવામાં દીનાં જે અ-
ગ્યાર વરસની થઈ હતી તેણી જાડી અને ઘણા રમુજી સ્વભાવ-
વાળી દીસતી હતી. બંને એ ઘણો સ્વચ્છ અને ભભકાદાર પોશાક
પેહેર્યો હતો, જે તેઓની જીંદગીની સ્થીતિથી વધારે ચડીઆતો જ-
ણાતો હતો તથા જો તેઓને લાયક ઉંમરે પહોંચતાં નોકરીમાં
દાખલ થવાનું હોય તો તેઓની ભવિષ્યની આશાઓને પણ અ-
નુકુળ આવે એવો નહોતો. તેઓને પુછવાથી મને જણાયું કે, પા-

સેની એક નિશાળે તેઓ જતાં હતાં પણ ત્યાં મળતી કેળવણી તેઓના પોશાકની પેઠેજ હતી, એટલે કે તેઓની સ્થીતિ ચડીઆતી હતી. મને વળી તેઓએ કહ્યું કે; થોડાક દિવસો થયાં તેઓ ધનાબાઇ સાથે જમવા બેસતાં હતાં અને દિવાનખાનામાં તેણીનીજ પાસે રહેતાં હતાં. આથી મને થોડોક ખેદ ઉપજ્યો. મારી બેહેનોના સુખ તરફ હું અદેખી નહોતી—ખુદા મને એવું ન સુઝાડે-એવું સુખ તેઓને કાયમ રહેવાને માટે હું મારી જીંદગી ખુશીથી અર્પણ કરત, પણ તે સુખ થોડા લાંબા વખત સુધી પણ ટકશે નહીં એમ મને અંદેશો ઉપજ્યો.

મારી બેહેનો સાથે હું બેઠી હતી ત્યાં તરત ધનાંબાઇ આવી. તેણી ઉંચા કદની, પાતળા બાંધાની અને સાઠ વરસની ઘરડી ડોસી હતી. તેણીની ચામડી ઉપર કરચલીઓ વળી હતી અને તેણીના પોપટની ચાંચ જેવા આકારના નાક ઉપર મોટાં ચસ્માં લગાવેલાં હતાં. તેણી બહુ પૈસાદાર નહોતી તેમ ગરીબ પણ નહોતી અને અતિશય પરોપકાર બુદ્ધિવાળી હતી; પણ તેણીનો સ્વભાવ એટલોજ વિલક્ષણ અને મિજાજી હતો.

એક સાંકડી અને બેડોળ ખુરશી ઉપર તેણી પુતળાની પેઠે અક્કડ થઇને બેઠી અને જે ખુરશી ઉપરથી હું તેણીના આવવાથી ઉભી થઇ હતી ત્યાંજ બેસવાનું માયાળુ અવાજે તેણીએ મને કહ્યું. મારા સંબંધમાં થોડાંક પ્રશ્નો કર્યા પછી તેણી બોલી. " તું એક ભલી, સદાચારી અને નીતિમાં દ્રઢ પારસણ દેખાય છે અને ખરેખર તારાજ રસ્તા ઉપર ચાલવાથી તને લાભ થશે; તેથી તારે પ્રયત્ન કરી કોઇ પૈસાદાર કુટુંબમાં મૂખ્ય દાસીની નોકરી મેળવ-

વી. અહિં તારી બંને બેહેનોને હું અતિશય ચાહુંછું અને યોગ્ય વખતે ગવરનેસ થવાને શક્તિવાન થાય એવી કેળવણી આપું છું. તેણી ભલી છોકરીઓ છે, પણ ખુરશેદ જરા વધારે હઠીલી અને અભિમાની છે અને દીનાં આનંદી તથા ઘણી ખુશ મિજાજી છે. હું ખાત્રી પૂર્વક કહુંછું કે, તેઓ બંને ઘણી સારી નિવડશે અને તેઓને માટે જેટલું કરવાનો વિચાર મેં પેહેલાં રાખ્યો હતો તેના કરતાં વધારે કરવાનો વિચાર મારા મનમાં હવે થયો છે પણ હું પોતે મારી મેળે કરીશ. તેમાં કોઇને વચ્ચે નાંખવાની જરૂર નથી. જો સુનાંબાઇ, તું ભાવનગરમાં રહે તો તારે પખવાડીઆમાં એક વખત કરતાં વધારેવાર તારી બેહેનોને મળવા આવવું નહીં; કારણ કે તેથી તેઓનું મન બદલાઈ જાય એવી ધાસ્તી રહેછે. તારા ભાઇ અરદેશરને પણ મેં આ પ્રમાણેજ કહ્યું છે. સોરાબ વિષે તો હું કહેવાને દિલગીર છુંકે, આ ઘરની નજદીક પણ આવવાની તેને મના કરવાની મને જરૂર પડી છે."

"ખરેખર?" મારા વિચારો દુઃખદાયક રીતે એકદમ બીજે રસ્તે વળ્યાથી હું બોલી. "હું આશા રાખું છું બાઈસાહેબ, તેણે કાંઈ ખોટું કૃત્ય તો કર્યું નથી?

"ના, ના. હું એવો મજબુત આરોપ તેના ઉપર મુકતી નથી." તે ઘરડી ડોસી બોલી. "પણ મને શક છેકે, તે કુસંગતમાં પડેલછે અને ઘણો આળસુ થઈ ગયો છે. વળી સુનાંબાઇ, છેલ્લી વેળા તે અહિં મળવાને આવ્યો હતો તે પછી મારો એક રૂપાનો ચમચો એકદમ ગુમ થઈ ગયો છે."

"દયાળુ ખુદા! બાઈ," હું આંસુ ભરી આંખો સહિત બો-

લી. " તમારી મતલબ એમ સમજાવવાની તો નથી કે મારો—અને આ છોકરીઓનો—ભાઇ ચોર છે? "

" મેં એમ કહ્યું નથી. " તે બાઇ બોલી. અને તે એવી શાંત રીતે કે, તેથી મને અતિશય દુઃખ થયું. " પણ ત્યાર પછીથી મારે ઘેર તે આવી શકતો નથી. તારે ભાઇએ ગમે તે કર્યું હોય અથવા કરતો હોય પણ તેથી તારી આ બેહેનો વિષે હું માઠો વિચાર ધરાવું એમ તારે સમજવું નહીં. જ્યાં સુધી તેઓ સારી રીતે ચાલે છે ત્યાં સુધી તેઓના સગાંઓના કુકર્મોને માટે તેઓ જવાબદાર હોય, એમ હું ક્ષણવાર પણ માનું નહીં. "

આ પ્રમાણે તે ઘરડી ઓરત બોલી અને મારા રોકવાથી તેણી અધીરી થતી હતી એમ મને જણાયાથી મારી મુલાકાતનો અંત આણવાને મેં ઉતાવળ કરી. તેણીએ મને ત્યાં રહેવાનું કહ્યું નહીં અને મારી બેહેનોને ભેટયા પછી હું થોડા કંઈ દુઃખી અંતઃકરણ સહીત ત્યાંથી ચાલી નીકળી.

મેં હવે મારાં પગલાં દાકતર બરજોરજીના ઘર તરફ ભર્યાં અને ત્યાં જઇ બારણું ઠોકતાંજ તે અરદેશરે ઉઘાડયું. મને જોઇને અત્યાનંદ સાથે તે મને ભેટી પડયો અને મને જણાયાવિના રહ્યું નહીં કે, તે સુખથી દૂર હતો. તે મને અંદર તેના ઓરડામાં લઇ ગયો. ત્યાં તે વેળાએ બીજુ કોઈ નહોતું. મેં તેને તેના ઉદાસી ચેહેરા બાબત પુછયું અને જવાબ મળતાંજ અતિ દુઃખ લાગ્યું; કારણકે અમારા સુખદાતા દાકતર બરજોરજીને તેના મિત્રે કરેલા વિશ્વાસઘાતથી મોટી ખોટ ગઇ હતી અને તેથી તેના લેણદારોના પંજામાંથી સટકી જવાને તેને તેજ દહાડે સવારે ભાવનગર અચાનક

છોડવું પડયું હતું. વળી અરદેશરે વધારો કર્યો કે, તેનો સરસામાન સઘળો જાહેર લીલાઊંમાં મુકાશે. આથી મારૂં હૃદય ઘણુંજ અચકાયું, પણ દાકતર બરજોરજી બઇરી છોકરીની જંજાળથી મુકત હતો, તે દિલગીરીના મૂળને તદન તો નહીં પણ થોડું કમી કરનારૂં હતું.

વળી અરદેશરને તેની દિલગીરીનાં બીજાં પણ કારણો હતાં અને તેણે મને ખાત્રી કરતાં વચનોમાં કહ્યું કે, જો હું ન આવી હોત તો તે મને લખી જણાવવાનો હતો. તેણે વળી વધારો કર્યો કે, લાંબો વખત થયા તે લખવાનું દિલ કરતો હતો પણ મને દુઃખ લાગશે, તેજ ચિંતાથી તેણે કલમ હાથમાં લીધી નહોતી. તેના વચનોથી મને ધાસ્તી લાગી અને મારી આતુરતા દૂર કરવાને માટે તે નીચે પ્રમાણે બોલ્યો.

"મારી વહાલી સુનાં બેહેન, પેહેલવેહેલાં મને એ ધાસ્તી છે કે, જે રીતે ધનાંબાઇ ઘોકડાવાળાં ખુરશેદ અને દીનાંને ઉછેરેછે તે તેઓને ભવિષ્યમાં ફાયદાકારક નીવડે એમ મને લાગતું નથી. પેહેલવેહેલાં મેં તને લખ્યું હતું તેમ ખરેખર તેઓ બીજી દાસીઓની સાથે રસોડામાં રહેતાં અને દિવસે એક સારી આબરૂદાર ગામઠી નિશાળે જતાં, પણ છેલ્લા થોડાક અઠવાડીઆં થયાં ધનાબાઈ ઘોકડા વાળાંએ તે સઘળામાં તદન ફેરફાર કીધો છે. ખુરશેદ અને દીનાંને સારો પોશાક પેહેરાવી ધનાંબાઇ તેણીની સાથે દિવાનખાનામાં રાખે છે અને એક નવી નિશાળે મોકલેછે. ત્યાં તેઓ ગાતાં અને નાચતાં શીખે છે. ધનાંબાઇનો ઈરાદો તેઓને ગવરનેસ બનાવવાનો છે અને હમણાં સુધી હું મારી મરજી મુજબ તેઓની પાસે જઈ શક-

તો પણ થોડાંક અઠવાડીયાં ઉપર ધનાંબાઇએ મને કહ્યું કે, મારે વારંવાર મળવા ન જતાં પખવાડીયામાં માત્ર એક વાર જવું. હું જાણું છું કે ઘરડી ઓરત તેણીના વિલક્ષણ મિજાજને માટે પ્રસિદ્ધ થએલી છે અને તેથી મેં મનમાં કાંઇ દુઃખ ધર્યું નહીં, પણ મને ધાસ્તી રહે છે—આપણી ગરીબ બેહેનોને—"

મેં અરદેશરને બોલતો અટકાવી કહ્યું કે, હું હમણાંજ ત્યાં મળવા ગઇ હતી; તે ઉપરથી મને પણ એવુંજ અનુમાન થયું છે અને એવીજ ધાસ્તી લાગે છે.

" પણ તે કાંઇ પૈસાદાર ગણાય છે. " અરદેશરે બોલવું જારી રાખ્યું. " અને તેણીની મિલકતની કુલ મુખત્યાર તેણીજ એકલી છે. ખરેખર હું ધારૂંછું કે, તેં પણ એમ સાંભળ્યું હશે. વળી તે-ણીને કોઈ સગું વહાલું હોય એમ જણાતું નથી; કારણ કે કોઈ પ-રોણો તેણીને ઘેર હું કદી જોતો નથી તેમ કોઇ આવતું હોય એમ કોઈને મોઢે સાંભળતો પણ નથી; તેથી આ સઘળી બાબતો ઉપર વિચાર કરતાં તે થવું શકય છે. આપણે આશા રાખવી જોઇએ તથા દાકતર બરજોરજીએ પણ મને ખાત્રી પૂર્વક કહ્યું છે કે, ધનાંબાઇ ખુ-રશેદ અને દીનાંની—આવી સારી બરદાસ્ત કરે છે, તો બેશક તેણી-ની સઘળી મિલકતનો નહીં પણ તેનો થોડોક ભાગ આપણી બેહે-નોને આપતી જશે. જો તેમ થાય તો આપણી બેહેનોની એટલી સારી બરદાસ્ત થાય છે તેને માટે આપણે દિલગીરી ધરવી નહીં જોઇએ."

" નહી, જરાએ નહીં. " હું ભવિષ્યની ઊત્સુક આશાઓના જુસ્સાથી બોલી. " પણ મને કહે વહાલા ભાઈ, તું તારા દુઃખનું

સવિસ્તર કારણ કહી ચુકયો ? " અહિં મેં તેના ચેહેરા તરફ નજર કરી અરધા બીધેલા અવાજે પુછયું " અને સોરાબ—? "

" અરે ! " અરદેશરે અશુભ સુચક રીતે તેનું માથું ધુણાવી ઊદ્‌ગાર કાઢયો અને તરત તેનો ચેહેરો પડી ગયો.

" દયાળુ ખુદા ! " મેં નિસાસો મુકયો. " કાંઈ ખરાબ તો થયું નથી ? તે હજુ નવરોજજીને ત્યાં છે ? "

" હા. ત્યાં છે. " અરદેશરે જવાબ આપ્યો. અને તે એવે ચેહેરે તથા એવી રીતે કે, તેની ઉમરના પ્રમાણમાં તે ઘણો ગંભીર જણાયો.

" ત્યારે તારી એમ કહેવાની મતલબ છે કે, તે સુસ્ત થઈ ગયો છે—કાંઇ કામ કરતો નથી–દુરાચારી થયો છે અને કુસંગતમાં પડેલો છે ? " મેં ધીમે અને ઢચુંપચું મન સાથે પુછયું, કારણ કે મને ઉંડી ધાસ્તી પેસી ગઈ હતી કે, તેથી પણ વધારે ખરાબ તે થયો હશે.

" અરે મારી વહાલી બેહેન, " અરદેશરે રડતાં રડતાં કહ્યું. " હું ઘણી દિલગીરી સાથે કહુંછું કે, સોરાબ તું કહે છે તેવોજ થયો છે અને મને ધાસ્તી લાગે છે કે, થોડા વખતમાં તે તેથી પણ વધારે ખરાબ થશે. "

" મને સઘળું કહીદે, અરદેશર. મારાથી કાંઈ છુપાવ નહીં." મેં કહ્યું. " તે મને યોગ્ય છે કે, મારે સઘળું જાણવું જોઇએ. "

" હું કાંઇ તારાથી છુપું રાખીશ નહીં સુનાં બેહેન, " અરદેશરે આંખો લુછતાં જવાબ આપ્યો. " પેલા હોરમસો જુગારી અને શાપુર છાકટો નામના બે અતિ દુષ્ટ શખ્સો જેણે એક વેળા આ-

પણ બાપને તેને પીઠે ન જવા સારૂ અપમાન કર્યું હતું તેઓને તું જાણતી હોઈશ અને તેં જોયા પણ હશે—"

" અને શું એમ કહેવાની તારી મતલબ છે કે, આપણો બાઇ સોરાબ એ શખ્સોની સોબતમાં પડયો છે ? " મેં બીધેલે ચેહેરે પુછયું અને મારી નસો માંહેનું લોહી ઠરી ગયું.

" હા. તેમજ છે. " અરદેશરે જવાબ આપ્યો. " હાલમાં તે તેઓની સાથે બહુ ભમ્યા કરે છે. તે વાત દાકતર બરજોરજી પાસે નવરોજજીએ જાહેર કરી છે. ખરેખર આપણુ સઘળાંની દયાને ખાતર તેણે સોરાબને ન્યાયાધિશ હજુર ઉભો કીધો નથી, નહીં તો ક્યારનો તે કેદખાનામાં ગયો હોત. "

" અરે ખુદા ! " હું બોલી. " ખરેખર આ ઘણા અશુભ સમાચાર છે. અલબત તું જાણેછે કે, ત્રણ અઠવાડીયા ઉપર સોરાબ મને મળવા આવ્યો હતો ત્યારે તેણે મને સુધરવાનું વચન આપ્યું હતું."

" હા, તને મળી આવ્યા પછી તેણે મને કહ્યું હતું " અરદેશર બોલ્યો. " પણ તે પછીથી એકેવાર મને મળ્યો નથી. ખરેખર મને જોતાંજ જાણી જોઇને રસ્તો બદલી ચાલ્યો જાયછે; પણ મને હમણાંજ ખબર મળ્યાછે જે, તે શાપુર છાકટો અને હોમલા જુગારીની સાથેજ રહેછે અને તેઓ પુષ્કળ પૈસા ઉડાવે છે. વળી આપણો કમભાગ્ય ભાઈ સોરાબ દિવસમાં પણ છાકટો થઇ અહિં તહિં ભટકતો ફરે છે."

" અફસોસ ! અફસોસ. ત્યારે તે તદન નાશકારક રસ્તા ઉપરછે ? " હું મારા હાથો અફાળતી બોલી. " હવે તે નહીંજ સુધરે ? નહીં—હું હમણાં જઇ તેને મળીશ. તેને હું સમજાવીશ.

આપણાં મા બાપના રૂહના તેને કસમ આપીશ—પણ અરે!" હું એકાએક ધાસ્તીથી ચમકી બોલી. " તે પુષ્કળ પૈસા બદફેલીમાં ઉડાવે છે? અને ધનાંબાઈ ઘોકડાવાળાંએ મને હમણાં કહ્યું હતું—અરે! તે ભયંકર શબ્દો બોલવાને મારા હોઠ ઉપડતા નથી."

" તું શું કહેવા માગેછે તે હું જાણુંછું." અરદેશરે શોક ભરેલા અવાજે કહ્યું અને અત્યંત શરમાઈને—નીચું જોયું. " ધનાંબાઇએ તે વિષે મને કહ્યું હતું. તું રૂપાના ચમચા વિષે કહેછે કે નહીં?"

" હા, તે વિષે." મેં જવાબ આપ્યો. " પણ તું એમ ધારે છે વાહાલાભાઇ કે, આપણો ભાઇ સોરાબ એવું ઘોર કૃત્ય કરીશકે?"

" શું ધારવું તે હું જાણી શકતો નથી." તે બોલ્યો. " તે વિષે વિચાર કરવાનેજ હું ઇચ્છતો નથી." મેં નિસાસો મુકયો અને પછી અમે ઉંડા અને દુઃખદાયક વિચારમાં ગરક થયેલે ચેહેરે એક બીજાં તરફ જોતાં થોડીવાર સુધી ચુપ બેસી રહ્યાં.

" હું જઇને તેની શોધ કરૂંછું." મેં આખરે કહ્યું અને ખુરસી ઉપરથી ઉઠી.

" પણ રહે." અર્દેશર બોલ્યો. " જરાવાર રહે. તેં તારા વિષે તો મને કાંઇ કહ્યુંજ નહીં."

પછી મેં મારી નોકરી કેમ છોડી તે વિષેની સઘળી હકીકત તેને કહી અને બીજી નોકરી જેમ બને તેમ જલદી મેળવવાને આતુરતા બતાવી; કારણ કે મારી પાસે જે કાંઈ પુંજી હતી તેના વડે માત્ર એક જોડી નવાં કપડાં થઈ શકે એટલી હતી. પણ જો હું લાંબા વખત સુધી નોકરી વિનાની બેસી રહું તો તેના ઉપર મારૂં ગુજરાન ચાલવું અશકય હતું.

" દાકતર બરજોરજી સાથે ઓળખાણવાળા ઘણા વેપારીઓ છે " અરદેશર બોલ્યો. " તેઓને ત્યાં જઈને હું હમણાં તપાસ કરીશ. તું રાત્રે અહિંજ સુજે. મારા શેઠના ઘરની રખેવાળ તને બિછાનું કાઢી આપશે અને તું સોરાબને મળીને પાછી આવીશ તે દરમ્યાન હું નોકરીને વાસ્તે તપાસ કરી આવીશ. "

મેં હવે થોડા વખતને માટે અરદેશરની રજા લીધી અને મારા ભાઇ સોરાબના શેઠ નવરોજજીના ઘરનો રસ્તો લીધો. મેં તે લાયક શેઠને તેની ઓફીસમાં બેઠેલો જોયો અને હું અંદર પેઠી કે, તરત તેણે ઘણી મેહેરબાનીની સાથે તેનો હાથ લાંબો કર્યો અને મેં તેને માન સહીત હાથ આપ્યો પણ તેણે માથું ધુણાવીને દિલગીરી બતાવી. હું રડી પડી, કારણ કે મારૂં હૃદય હમણાં તદન ભરાઇ આવ્યું હતું અને મને દીસ્યું કે, સોરાબને હું જે કહીશ તે સઘળું નિરર્થક જશે. સોરાબ તે વેળા કારખાનામાં નહોતો; તેમ છેલ્લા એક અઠવાડીયાથી પોતાના કામને જરા પણ હાથ લગાડયો નહોતો, પણ પોતાના દુષ્ટ સોબતીઓ સાથે આખો દહાડો બહાર રખડી રઝળીને ઘણી મોડી રાત્રે ઘેર આવતો અને કોઇ કોઇ વેળાતો આખી રાત બહાર રહેતો. તેના આખી રાત બહાર રહેવા વિષે નવરોજજી શેઠ તરફથી મને જાણવામાં આવ્યું કે, છેલ્લાં થોડાં અઠવાડીયાં થયાં—જ્યારથી તે મારા ભાઈ અરદેશરે કહ્યા પ્રમાણે તે બે બદફેલોની સંગતમાં પડયો હતો ત્યારથી તે—તેમ કરતો હતો. છેવટે નવરોજજીએ કહ્યું કે, તેણે લાંબા વખત સુધી ધીરજ રાખી પણ હવે વધારે વાર સુધી તે સહન કરી શકયો નહીં; તોપણ દુઃખ અને દિલગીરી સાથે તેણે મને ખાત્રી કરી આપતી રીતે વચન આપ્યું કે, મારી અને અરદેશરની

ખાતર સોરાબને થોડા વધારે દિવસો સુધી તે તપાસશે. મેં અંતઃકરણ પુર્વક તેનો ઉપકાર માન્યો અને સોરાબને મળવાની આશાએ ઘણી આતુરતા સાથે ત્યાંથી ચાલી નીકળી.

ગામની બહાર પણ નજદીકના નવાપરામાં એક પીઠું છે ત્યાં હું ગઇ. તેનું બહારનું બારણું ઉઘાડું હતું પણ પાસે જતાંજ અંદરથી ગવાતી એક બિભત્સ લાવણી મારા કાન ઉપર આવી. હું અટકી અને મેં કાન દઇને સાંભળી. લાવણી હજુ જારી હતી અને મારા હૃદયમાં ઘણી વેદના કારક લાગણી સાથે મારા ભાઇ સોરાબનો અવાજ પણ મેં તે સાથે મળેલો ઓળખ્યો. મને લાગ્યું કે, હું તે વેળા ચીસ પાડી મુર્છાખાઈ નીચે પડત, પણ ઘણી મુશ્કેલીથી મારી લાગણીઓ દબાવી મારા મનની સમાધાની મેં જાળવી રાખી. જે ઓરડામાંથી તે લાવણીનો અવાજ આવતો હતો તેના બારણા પાસે ગઇ તો અંદર ડોકીયું કરવું સેહેલ જણાયું. મેં તેમ કર્યું અને જોયું કે, પાંચ છમાણસો દારૂ પીતા અને બીડીઓ ફુંકતા બેઠા હતા. અગર જોકે આખો ઓરડો ધુમાડાના વાદળાથી ભરાઇ ગયો હતો પણ તેમાંથી મેં મારા ભાઈ સોરાબને બારણાની સામેના ટેબલ પાસે બેઠેલો જોયો. તેનો ચેહેરો દારૂના કેફથી જોસમાં આવેલો જણાતો હતો. વાળ વિખરાઈ ગયેલા હતા. અગર જોકે, તે પુરું છાકટો તો બન્યો નહોતો પણ તેમ થવાના રસ્તા ઉપર હતો. તેણે નવાં કપડાંની જોડ પેહેરી હતી. તેને હોમલા જુગારી તથા શાપુર છાકટાની વચ્ચે બેઠેલો જોતાંજ મારા હૃદયમાં તિવ્ર વેદના થઇ.

અહિં હવે આ બે શખ્સોનું વર્ણન કરવાને થોડી મિનિટ સુધી અટકું છું. અગર જોકે તેઓનું વર્ણન કરવાનું કામ મને ઘણુંજ અ-

ણુગમતું છે. તેઓ અતિદુષ્ટ અને દુરાચારી હતા તેને લીધે—સ્વભાવિક રીતે તે મને ગમતા નહોતા; એટલુંજ નહીં પણ તેનાં બીજાં ઘણાં દુઃખદાયક કારણો છે. જે રપતે રફતે આ વારતામાં આવશે.

શાપુર છાકટો તે વેળા ૩૫ વરસની ઉંમરનો હતો. તે એક ઠીંગણો, પાતળા બાંધાનો અને ખુની દેખાવવાળો માણસ હતો. અગર જોકે તે જોર જુલમથી પૈસા ખુંચવી લેવાનો ધંધો કરતો હતો અને એજ કામમાં જગ જાહેર થયો હતો, પરંતુ હમેશાં પ્રાટેલ તુટેલ પોશાકમાં રહેતો અને વ્યભિચાર તથા બીજી બદફેલીમાં અત્યાનંદ માનતો. તે દારૂ પીવાનો ઘણો શોખ રાખતો તેથી તેને શાપુર છાકટાના નામથી સર્વ કોઈ ઓળખતું હતું.

હોમલો જુગારી દેખાવમાં તેનાથી તદન જુદો હતો. તે એક ઠીંગણો, જાડો અને કૂરએ બાવા ભાખરા જેવો ટુંકી ગરદનવાળો હતો. બંદુકની ગોળીના આકારનું તેનું માથુ હતું. તેનું નાક ટીપી ટીપીને ચેહેરા ઉપર ચપટું કરી મેળવી દીધુ હોય એવું જણાતુ હતું. તેનું મોઢુ મોટું હતુ, આંખો ઉંડી બેસાડેલી હતી અને ચેહેરો બેડોળ હતો. આ સઘળુ મગજમાં ઉતારો અને તેથી હોમલા જુગારીની છબીનો આબેહુબ ખ્યાલ તમને થશે. તેને જાણે અપરાધ કરવાનેજ લાયક કર્યો હોય એવો દેખાતો હતો. તે જુગારનો અઠંગ ખેલાડી ગણાતો હતો અને અત્યારે દારૂ પીતી વખતે પણ તેના એવા દોસ્તો સાથે જુગારના સપાટા શરૂજ હતા. આવા બેશરમ, લુચ્ચા અને તોફાની શખ્સોની વચ્ચે મારા ભાઈને બેઠેલો જોયાથી મારૂં લોહી ઠરી ગયું.

બચપણથીજ શાપુર છાકટા અને હોમલા જુગારીને હું નામથી

ઓળખતી હતી. જ્યારે ભાવનગરમાં કે તેની આસપાસની હદમાં કાંઇ તોફાન, ચોરી કે મારામારી થતી ત્યારે તેઓનાં નામો અપરાધી તરીકે બહાર આવતાં. તેઓ બંને કબરસ્તાનની પાસેના ભાગા તુટા ઘરમાં સાથે રહેતા હતા અને કોઈ કોઇ વેળા તેઓ મોટી પેટીઓ મજબુત રીતે પેક કરીને ત્યાંથી બહાર ગામ મોકલાવતા હતા. તે પેટી ઉપર સિરનામું નીચે પ્રમાણે થતું હતું.

આ.૦ બે૦ ચ૦ ને પહોંચે.

સુરત.

આ ઉપરથી પોલીસ શકલાવીને ઘણીક બારીક તપાસ કરતી પણ પરિણામ ફતેહમાં આવતું નહોતું.

આ શખ્સોની સોબત મારા ભાઈને નાશકારક હતી, એટલાજ વાસ્તે હું તેઓના આ બ્યાનમાં ઉતરી નથી, પણ મારા દુર્ભાગ્યે મારી વારતાના સ્ટેજ ઉપર તેઓ કાંઇ થોડો ભાગ બજાવતા નથી; જે યોગ્યે વખતે મારા વાંચનારની આંખો આગળ આપો આપ આવી રજુ થશે. હવે હું મારી વારતાની દોરી હાથમાં પકડું છું અને વાંચનારને સંભારી આપું છું કે, હું નવાપરાના પીઠાના બારણાં પાસે બહાર ઉભી હતી અને મારા ભાઈ સોરાબને શાહપુર તથા હોગલાની વચ્ચે બેઠેલો જોઇને દેહેશત પામી હતી.

થોડીક મિનિટો સુધી હું સોરાબનો ચેહેરો તપાસતી ઉભી રહી, એવું જોવાને કે, તેની તે વખતની પડતી દશાને માટે તેને કાંઈ દિલગીરી ઉપજેછે કે નહીં; પણ તે તેને કયાંથી હોય? તે એક બીજાની મશ્કરી કરવામાં સામેલ થઇ તેઓની સાથે મસ્તી કર-

વામાં ભાગ લેતો હતો. થોડીવાર સુધી જોઈ રહ્યા પછી મેં આગળ વધવાનો દ્રઢ નિશ્ચય કર્યો અને હિંમત પકડીને અંદર પેઠી.

" અરે જુવાન સ્ત્રિ, તું કેમ આવી? " પીઠાવાળાએ પુછ્યું. તે ખુરશી ઉપર બેઠો બેઠો ચોપડી વાંચતો હતો અને તે હવે મને જોઈને ઉભો થયો. " ગારો એક ભાઇ—જેવો નાશ તમારૂં આ પીઠું કરશે–તેનું મારે કામ છે. " મેં દ્રઢ અવાજે કહ્યું અને તે સાથે તેની તરફ દિલગીરી અને ઠપકા ભરી નજર કરી.

" અરે? સુનાંબાઈ? " તે અચંબાથી બોલ્યો. " મે તને ઓળખી નહીં. સોરાબને બહાર બોલાવું?

" ના, હું તમારો આભાર માનું છું. " મેં ઠંડી રીતે જવાબ આપ્યો. "તેની બેહેનને આવી જગાએ અને તેનાં આવા સોબતીઓમાં શોધવા આવવાની જરૂર પડી છે, એમ જાણીને શરમાશે તો તે સુધરશે; એજ આશા રખાય. "

" શરમાશે? ખરેખર ? " તે મોઢેથી બોલ્યો. અને તે સાથે ખડખડ હસવા લાગ્યો.

પણ તેની તરફ વધારે ધ્યાંન ન આપતાં મેં બારણું ઉઘાડયું અને હું જઇ ઉગરમાં ઉભી રહી; પણ તમાના ધુમાડાથી હું અત્યંત ગુંગળાઇ ગઇ.

" કોણ, સુનાં, તું છેકે? " સોરાબ બોલ્યો અને એકદમ ઉભો થયો તથા મારા ત્યાં જવાથી જે લાગણી તેના મનમાં ઉપજાવવાની મારી મતલબ હતી તેજ અસરથી ગભરાઇ ગયો હોય એમ જણાયો.

" બહાર જા સુનાં,—હું તને હમણાંજ આવી મળું છું. "

તે બોલ્યો અને હોગલા જુગારી પાસે થઇને ચાલતાં લડથડવા લાગ્યો.

" નહીં, જઇશ નહીં ઉલ્લુ.." તે વિકાળ સખ્સ બોલ્યો- "પણ આહ? ઉલ્લુ, તારી બેહેન કેવી ખુબસુરત થઈ છે? તેણીને અહિં આવી આપણી સાથે બેસવા દે. જે જગા ભાઇને માટે સારી છે તે બેહેનને સારી હોવીજ જોઈએ. જો આ બેન્ચ ઉપર જગા નહીં હોય તો મારા ખોળામાં તેણીને બેસારીશ. "

એમ કહીને ખડખડાટ હસવા લાગ્યો અને મારા ભાઇ શિવાય બીજા સઘળા તેમાં સામેલ થયા. હવે શું કરવું. તેના વિચારમાં ગભરાએલા જેવો સોરાબ જણાયો.

" આવ, સોરાબ. ખુદાવાસ્તે આવ ભાઇ. " મેં ઘણી જુસ્સાદાર આજીજી સાથે કહ્યું અને મેં જોયું કે, સોરાબ અગાઉ કરતાં વધારે પીગળ્યો.

" આ કયાંથી શું ટકટક કર્યા કરેછે ? " શાપુર છાકટો બોલ્યો. " હું ધારૂં છું ઉલ્લુ, તું તારી બેહેન સાથે બંધાઇ રહેવાનો તો નથી? અને જો એમ હોય તો હું તથા હોરમસજી તને એક સપાટામાં કાપી ન નાંખીએ તો થઇ રહ્યું સમજવું "

" સોરાબ, સોરાબ, ભાઈ. " હું ઘણીજ દયા ઉપજાવે એવા અવાજમાં બોલી. " ભલો થઇને માત્ર થોડીક મિનિટને માટે બાહાર આવ. મારે ઘણી અગત્યની વાત તને કહેવીછે.

" ત્યારે સુકે હોઠે ન બોલ મારી પ્યારી. " હોગલાએ બાટલી મારી તરફ લંબાવતાં કહ્યું અને ફરીથી તેનું મોઢેથી ખડખડ હસવું આખા ઓરડામાં ગાજી ઉઠયું.

" સોરાબ, મારૂં આ પ્રમાણે અપમાન થાય છે તે છતાં તું

ઉભો રેહે છે? " હું બોલી અને મને લાગ્યું કે, હું હમણાં તમ્મર ખાઇ નીચે પડીશ; સોરાબ પણ અતિ દુઃખી લાગણીઓથી રીબાતો જણાયો અને જે તેના મનમાં થતું હતું તે સઘળાનું ખરેખરૂં દર્પણ આ ક્ષણે તેનો ચેહેરો થયો. તેના સારા સ્વભાવે મારી ઈચ્છાને તાબે થવાનું તેને ખેંચાણ કર્યું પણ તેના સોબતીઓના હસી કાઢવાની બીકથી તે એજ જગાએ જડાઈ રહ્યો. વળી જે બે બદફેલોની વચ્ચે તે હતો તેઓએ તેના ઉપર સખ્ત કાબુ બેસાડેલો હતો અને તેમાંથી કોઈ તેને ચાલવાનો રસ્તો આપતા નહોતા.

" સોરાબ, આવીશ કે નહીં? આટલા લાંબા વિયોગ પછી તારી બેહેનને તું મળવા ચાહાતો નથી બાઇ? તારે તેણીને કાંઇ કહેવું નથી? " હું બોલી અને માનું છું કે, આ પ્રમાણે બોલતી વેળા જેવી જુસ્સાદાર આજીજી મારા ચેહેરામાં મેં જણાવી એવી કોઇ ઓરતે કદી જણાવી હશે નહીં.

" અરે! આ શું ક્યારથી બકબક કર્યા કરે છે. " હોમલો ધુરકયો " મારે જો આવી બેહેન હોય તો ક્યારની મેં તેણીને લાત મારીને કાઢી મુકી હોય. જો ઉલ્લુ, તેણી તને ખરેખર ચહાતી હોય તો તારા મિત્રો તે તેણીના પણ મિત્રો છે એમ તેણીએ માનવું જોઈએ. "

" હું પણ તેજ કહું છું. " શાપુરે ટાપસી પુરી અને તેઓના બીજા સોબતીઓ પણ એકમત થયા.

" એક મિનિટને માટે માફી માગું છું. " સોરાબે કહ્યું અને એકાએક હિંમત પકડીને દ્રઢ થયો હોય એવો જણાયો. " હું તેણીને ત્રણચાર શબ્દો કહીને હમણાં પાછો આવું છું. "

આ પ્રમાણે કહીને તેણે પોતાની પાસેની ટેબલ એવી રીતે ખસેડી કે, તેના બંને સોગતીઓની વચ્ચે થઇને ચાલવાને તે શક્તિવાન થયો અને ઉતાવળાં પગલાંથી તે ઓરડા બહાર આવ્યો; પણ તેની પછવાડે હોમલાનો ગર્જના કરતો અવાજ સંભળાયો કે, જો ઉલ્લુ, ત્રણ મિનિટમાં તું પાછો નહીં આવે તો હું તથા શાપુર તારી સાથે કદી બોલશું નહીં."

આ શબ્દો મારા ભાઇના કાન ઉપર આવતાંજ તેને કાંઇ કડવાં વચનો બડબડતો મેં સાંભળ્યો અને મને ઉતાવળથી પીઠા બહાર લેઈ જઇને તેણે તિક્ષણ અને જંગલી અવાજે કહ્યું. " તું અહિં મને શા વાસ્તે શોધવા આવી? "

" જે જગાએ તું મળવો જોઇએ ત્યાં મેં પેહેલી તપાસ કરી." હું બોલી.—

" નવરોજજી શેઠના કારખાનામાં કે? " તેણે પુછ્યું. " વારૂ, ત્યારે તેણે બેશક મારા વિષે કાંઇ તરેહવાર વાતો ઘડી કાઢી હશે."

" મેં મારી નજરે જોયું તે કરતાં વધારે ખરાબ તેણે કાંઈ કહ્યું નથી. " મેં નમ્ર પણ ઘણી દિલગીરી ભરેલા ઠપકામાં જવાબ આપ્યો. " અરે! સોરાબ, છેલ્લી વેળા તું મને મળવા આવ્યો હતો ત્યારે તેં જે વચન આપ્યું હતું, તે આ રીતે પાળે છેકે? અરે ખુદા! તારૂં શું થશે ભાઇ? તે વિષે વિચાર કરતાંજ મને ધ્રુજારી છુટે છે. તે બદફેલો તને અતિ ખરાબ રસ્તે ચડાવશે."

" હું તને કહું છું સુની, " સોરાબ તોછડાઇથી બોલ્યો. " કે જો તું મને શિખામણ દેવા આવી હોય, તો હું અને તું હમણાંજ એકદમ જુદાં પડશું. એવી શિખામણ હું કદી પસંદ કરતો ન-

થી અને કદી કરી નથી. મારા મિત્રો સાથે બેસીને—"

"મિત્રો ?" મેં ગર્જના કરી. "તું તે બદમાસોને મિત્ર કહે છે ? અરે સોરાબ, જો આપણાં વહાલાં માબાપ જીવતાં હોત તો તું તેઓની આગળ તારા આ મિત્રો વિષે કશું બોલી શકત વારૂ?"

"હું એમ ઈચ્છુંછું સુનાં, કે તું આવી રીતે મારી સાથે વાત કર નહીં." મારા ભાઇએ કહ્યું અને તેણે પાછો ફરી પીઠાના બારણા તરફ બેચેનીથી નજર કરી.

"કેમ નહીં ?" હું બોલી અને તેનો હાથ પકડી તેને જરા વધારે દૂર અંધારામાં હું લઇ ગઇ. તે વખતે મારૂં હૃદય આશાથી ફડફડવા લાગ્યું, કારણ કે મેં ખરેખર ધાર્યું કે તે પીગળ્યો હતો. "પ્યારા ભાઇ, તે શખ્સો જે દુરાચરણને માટે માગ પ્રસિદ્ધ થએલા છે તેઓની સોબત તું છોડીદે અને બહારના સઘળા લોભનો ત્યાગ કરી તારા કામમાં ધ્યાન આપ. યાદ કર મારા પ્યારા ભાઇ, કે આપણાં વહાલાં માબાપો આ દુનિયામાં આપણાથી વિખુટાં પડયા છે પણ બીજી દુનિયામાંથી તેઓ આપણી ઉપર જોઇ રહ્યાં છે. તને આવે કુમાર્ગે ચાલતો જોઇને આપણી પ્યારી મા જે તને વહાલ બતાવતી તેણીને તથા આપણા અતિ પ્યારા બાવાજી જે તને તેનો પ્રાણ કહીને બોલાવતા હતા તેને કેટલી વેદના થતી હશે ? આપણા એકવાર સુખી ઘરનો, આપણે સઘળાં એક બીજાં ઉપર સ્નેહ રાખતાં તેનો અને જો આપણામાંથી કોઈ રડતું તો આપણે સઘળાં તેની પાસે દોડી જઇને તેને કેવી રીતે દિલાસો આપી શાંત કરતાં તે સઘળાનો વિચાર કર અને હમણાં હું તને આ પ્રમાણે કહુંછું તેને વાસ્તે મારી ઉપર બીલકુલ રીસ કર નહીં. વળી વહાલા ભાઇ,

તું મારા કરતાં મોટો છે અને સૌથી મોટેરો હોવાથી મારે એકલીએ તને આશ્રય અને રક્ષણને વાસ્તે વળગવું જોઇએ નહીં પણ નાનો ભાઇ અરદેશર અને બીજી બંને નાની બેહેનોને પણ વિશ્વાસુ પ્યાર અને માન સહીત રક્ષણાર્થે તારી તરફ નજર કરાવવાને તારે શક્તિવાન થવું જોઇએ. અરે સોરાબ, આપણુ સઘળાના સંભાળનાર તરીકે તારે ગણવાનુ છે અને આપણાં મરહુમ માબાપના કસમ આપી તને વિનંતી કરૂંછું કે, તે દુષ્ટોની સોબત તું છોડીદે; કારણ કે તે તને નાશના રસ્તા ઉપર દોરીને લઇ જાય છે. ”

હવે મારો અવાજ મારી છાતીને આંચકો આપી નીકળતાં ડુસકાંઓથી ગુંગળાઇ ગયો અને મારા ભાઇના બંને હાથો મારા હોઠ સુધી ઉચકીને મેં તે બચ્ચી તથા આંસુઓથી ભરી દીધા. તેનું મન પીગળ્યુ હતું તે વિષે મને શક નહોતો. અગર જો કે, તેનો ચેહેરો તપાસવાને ઘણું અંધારૂં હતું પણ તે ઝડપથી શ્વાસ લેવા લાગ્યો. તેના હૃદયના ઉતાવળા ધબકારા મને જણાતા હતા અને તેણે તેના હાથો મારી પાસેથી પાછા ખેંચી લેવાને પ્રયત્ન કર્યો નહીં.

“ મને કહે ભાઈ, ” મેં ફરીથી બોલવાની શક્તિ લાવીને પુછયું. “ તું તે સંગત છોડી દઇશ કે નહીં ? અને હમણાં તું મારી સાથે ચાલી નીકળીશ કે કેમ ? ”

આ ક્ષણે પીઠાના બારણામાં એક શખ્સ આવી ઉભો રહ્યો જેનાથી અમે ૩૦ વારને છેટે હતાં તેને મેં થરથરાટ સાથે ઓળખ્યો કે, તે હોમલો જુગારી હતો. તેણે બુમ પાડીને કહ્યું. “ઉલ્લુ, હવે તું એકદમ આવ; નહીં તો હું અને શાપુર ચાલ્યા જઈએછીએ.”

મારો દરિદ્ર અભાગીયો ભાઈ જેણે પોતાની અક્કલ વેચીખા-

ધી હતી તેના મન ઉપર ઉપલા વાકયે જાદુની માફક ઘણી ઉંડી અસર કરી અને તે સામે ઘડીવાર પણ ટકાવ કરવાને તદન અશક્ત જણાયો. તેણે તરત તેના હાથ પાછા ખેંચી લીધા અને મને ઉતાવળા આવેશી અવાજમાં કહ્યું. " વારૂ સુનાં, તું જુએછે કે મારે પાછો ગયા વિના છુટકો નથી. જો હું નહીં જાઉં તો તે મારા દિલોજાન દોસ્તદારોને દુઃખ લાગશે. હવે તું આવતી કાલે મારા શેઠને કારખાને આવજે. આપણે બંને ત્યાં મળશું."

" રહે—એકશબ્દ—હું તને કસમ આપુંછું. " મેં કહ્યું અને દિલગીરીથી અરધી ગાંડી જેવી થઈ જવાથી મરણીયા માણસની પેઠે તેને વળગી પડી.

પણ તેણે જલદીથી મને એક બાજુએ હડસેલી અને બીજી પળે પીઠાને બારણે તેના ભયંકર મિત્રને જઈ મળ્યો. પછી મેં તેઓ બંનેને અંદર જતા જોયા અને જાણે મારી છાતી ફાટી જતી હોય એવી લાગણીઓ સહીત હું ડાકતર બરજોરજીના ઘર સુધી પાછી ઘસડાતી આવી.

જે સઘળું બન્યું હતું તે અરદેશરને મેં કહી સંભળાવ્યું અને અમે બંને એ સાથે બેસીને એ કમબખ્ત ભાઈનાં કાળાં કર્મો યાદ કરીને તે ઉપર ખુબ આંસું પાડયાં. ડાકતર બરજોરજીના ઘરની રખેવાળે મને સુવા વાસ્તે બિછાનું કાઢી આપ્યું અને બીજી સવારે વેહેલાં હું તથા અરદેશર શેઠ નવરોજજીને ઘેર ગયાં; એવી આશાથી કે સોરાબને બહાર જવાનો વખત થાય તે અગાઉ તેને પકડવો, પણ અમારી અવર્ણનીય વેદના સાથે અમે જાણ્યું કે, સોરાબ રાત્રે ઘણો મોડો ઘેર આવ્યો હતો તથા અતિ કેફમાં હતો પણ સવારે

વેહલો ઉઠી નાસી ગયો હતો. અને તેણે જતી વખતે શેઠ નવરોજજીના નામથી એક ચીઠી લખીને મુકી હતી તેમાં તેણે એક અઠવાડીયાની રજા માગી હતી અને તે મુદત પુરી થયે પાછો આવવાનું વચન આપ્યું હતું. આથી મને તથા અરદેશરને એટલું દુઃખ લાગ્યું કે, શેઠ નવરોજજીએ અમને તેના દિવાનખાનામાં બોલાવી બેસાડયાં અને પછી અમે થોડાં શાંત થયાં ત્યારે મારા સંબંધમાં તેણે મને પુછવાથી મેં તેને જણાવ્યું કે,—હું નોકરીથી બહાર હતી અને જેમ બને તેમ જલદી બીજી નોકરી મેળવવાને આતુર હતી. તે ઉપરથી જાણે એકાએક તેને કાંઈ સાંભરી આવ્યું હોય તેમ તેણે એક વર્તમાનપત્ર ઉચક્યું અને થોડી મિનિટો સુધી જાહેરખબરની કોલમો તપાસ્યા પછી તેણે નીચે પ્રમાણેની નોટીસ ઉપર મારૂં ધ્યાન ખેંચ્યું.

જોઇએ છીએ.

એક વેપારીના કુટુંબમાં એક કરાંણી કરીયાણા સંબંધી સંપુર્ણ જ્ઞાન તેને હોવું જોઈએ અને ખુદાથી ડરતો રહે એવો હોવો જોઇએ. વળી તેજ કુટુંબમાં એક દાસીને માટે પણ જગા છે. તેણીને સાદું સીવવાનું કામ આવડતું હોવું જોઈએ તેણી પારસી મત પ્રમાણે જરતોસ્થી ધર્મ ઉપર આસ્થાવાળી હોવી જોઇએ અને સાધારણ બીજી રીતે પોતાને ઉપયોગી કરવામાં તેણીએ વાંધો ઉઠાવવો નહીં જોઇએ. નીચલે શિરનામે સરટીફિકેટો સહીત અરજી કરવી.

પો૦ પા૦ પાવડી.

ત્રણ દરવાજા પાસે.

અમદાવાદ.

" હવે નવરોજજી શેઠ પોતાના ચેહેરા ઉપરના અરધા હાસ્ય સાથે બોલ્યો. " આ જાહેરખબર પેસ્તનજી પાવડી નામના એક મારા જુના મિત્ર તરફથી છે. તે ગાંધી તરીકે બોહોળો વેપાર ચલાવે છે અને હાલમાં તે કાંઇ કામ સારૂ અહિં ભાવનગરમાં આવેલો છે. તે અને તેની ઓરત ગણાં ધર્મ સુસ્ત માણસો છે. તારે તે જગ્યાને માટે ઉમેદવાર શા વાસ્તે ન થવું, તેનુ કારણ હું સમજતો નથી. તેઓના ઘરની રીતભાતથી હું અજાણ્યો છું કારણ કે હું કદી અમદાવાદમાં તેમને ઘેર પરોણો થયો નથી, પણ પેસ્તનજી, અને હું નાનપણમાં એકજ નિશાળે ભણતા ત્યારથી તેની સાથે મારે મિત્રતા થઇ છે. તે શાંત સ્વભાવનો અને આબરૂદાર પારસી ગૃહસ્થ છે એમ હું જાણું છું. હવે ત્યારે તું તે નોકરી વાસ્તે શું કહે છે?"

મેં ઘણા આનંદ સાથે ત્યાં રહેવાની મારી મરજી જણાવી અને શેઠ નવરોજજી પાસેથી ભલામણ—ચીઠ્ઠી લઈને એકદમ લાતી તરફ મારા ભાઇ અરદેશરને સાથે લઈને ગઇ કારણ કે ત્યાં પેસ્તનજી પાવડી રહેતો હતો. તે ઉંચા કદનો, પાતળો માણસ હતો. તેનો ચેહેરો ફીકકો તથા નિસ્તેજ હતો અને માથા ઉપરના સઘળા વાળ સફેત હતા એ સઘળું મેં બહારથી જોયું. અરદેશર બહાર ઉભો રહ્યો અને હું અંદર તેની પાસે ગઈ અને મારા આવવાની મતલબ જણાવી. તે તેણે ઘણા ધ્યાનથી સાંભળી લીધા પછી શેઠ નવરોજજીનો કાગળ વાંચ્યો. તે કાગળ તેણે બેવાર વાંચ્યો પણ હજુ સુધી એકે શબ્દ તેના મોઢામાંથી બહાર નિકળ્યો નહોતો. ફરીથી તેણે સિરનામું વાંચ્યું અને ખાત્રી કીધી કે, તે કા-

ગજા તેની ઉપરજ લખેલો હતો. અને પછી તેણે પોતાના ગજવામાં-થી મોટી કાળી નોંધપોથી કાઢી તેમાં મુક્યો અને તે નોંધપોથી પાછી ધીમેથી તેણે ગજવામાં મુકી.

" નવરોજજીના કાગળમાં લખેલી સુનાંબાઇ તુંજછે કે? " તેણે આખરે વિચાર પુર્વક ઘણી ધીરજથી ચુપકી તોડી અને મારા તરફથી હાનો જવાબ મળતાં તેણે બોલવું જારી રાખ્યું. " તેં મારી જાહેરખબર જોઇ હશે અને તું જાણતી હોઇશ કે, મારે કેવી ચાકરડી જોઈએછીએ. વળી હું તેણીના તરફથી કેવી આશા ધરાવું છું તથા તું દીનચુસ્ત વલણની છે એવી તારી પકકી ખાત્રી તને છે? "

" હું માનુંછું સાહેબ, કે ધર્મ સંબંધી અગત્ય જોગ મને સારી સમજ છે. " મેં જવાબ આપ્યો.

" હું આશા રાખુંછું જુવાન સ્ત્રી. " પેસ્તનજીએ કહ્યું. " કે તને વાંચતાં લખતાં તો આવડતું હશે? "

" મને આવડે છે સાહેબ. " મેં જવાબ આપ્યો.

" અને તું સાદું સીવણ કામ કરી શકેછે? " તેણે પુછ્યું.

" હા, સાહેબ. " મેં જવાબ આપ્યો.

" તું બાળકને સાચવી શકીશ? ", તેણે પુછયું અને મારી તરફ એક નજરે જોઈ રહ્યો જાણે મારા જવાબ ઉપરજ સઘળો આધાર હોય. મેં હા કહી.

" હું સઘળી બાબત વિષે બહુ ચોકસી કરૂંછું જુવાન સ્ત્રી, " તે બોલ્યો, " અને મારી ઓરત પણ એવીજ ચોકસ છે. તે ઘણીજ મળતાવડા સ્વભાવની, દાખલો લેવા લાયક અને દીન મિજાજની માયાળુ—સ્ત્રી છે. તેણી એક ભલી સ્ત્રી, માયાળુ સોબતી અને સભા-

હકાર મિત્રછે, તેથી જો તું તેણીની સાથે મળતાવડી થઈ શકે એ-મ હોય તો તને રાખવામાં મારે કાંઇ હરકત જેવું દીસતું નથી. ”

મેં તેને ઘણો આભાર બતાવ્યો અને મારાથી બનતી કોશી-શ કરી તેને પુર્ણ સંતોષ આપવાની ઇચ્છા જણાવી.

“ અને હવે પગાર વિષે શું ? ” તે બોલ્યો. તે વિષે મેં તે-ની મરજી પ્રમાણે રહેવા ખુશી જણાવી અને કહ્યું કે, યોગ્ય કપડાં અને રહેવાની સગવડ એજ મારી જરૂરીયાત હતી.

“ વારૂ ત્યારે. ” પેસ્તનજીએ ઘણી ગંભીરતાથી કહ્યું. “ વ-રસના પચાસ રૂપિયા તને આપશુ અને વખતે વખતે મારી ધણી-યાણી પીલાં તેણીનાં ઉતરેલાં કપડાં આપશે. જો તું તેણીને પસંદ આવીશ તો વરસની આખરે તારા પગારમાં વધારો કરી આપવામાં આવશે. ”

અગર જો કે રેહીમની લોજમાં મને પગાર મળતો હતો તેના-થી આ પગાર કમતી હતો પણ મેં ના કહી નહીં અને કબુલત આપી નોકરીમાં દાખલ થઈ.

“ હું આજની બપોરની ગાડીમાંજ અમદાવાદ જવાનો છું. ” પેસ્તનજીએ કહ્યું. “ અને તેથી તારે મારી સાથે આવવું હોય તો તૈયાર થા. ”

મેં તેની સાથેજ જવાની ઇચ્છા જણાવી, કારણ કે એકલાં જવાનો વિચાર મને પસંન નહોતો. મારા નવા શેઠ પેસ્તનજીની થોડા વખતને માટે રજા લઇ ઉતાવળથી અરદેશરને મળી. તે પણ આંડો ફ્રરામ, પેલો બિચારો મૂર્ખ જેના વિષે આગળ હું બોલી છું તેને મારા શેઠના ઘરમાં પેસતાં જોયો. તેના હાથમાં એક મો-

ટી પેટી હતી અને તે ઉપર દોરડાં બાંધી મજબુત કરી હતી. દોરડાંની ગાંઠો ઉપર સીલ મારેલાં હતાં.

"વાહ છોકરી," તેણે મારી તરફ તાકીને જોઇ રહ્યા પછી કહ્યું. "તને જોઇને હું બહુ આનંદ પામ્યો છું. તું ફરીથી મળી તેથી ઘણો રાજી થયો છું. તું ઘણી ખુબસુરત દેખાય છે—ઘણી સ્વરૂપવાન. તું મને ભુલી તો ગઈ નથી? ના. એમ હોય નહીં, એમ હોય નહીં. કેમ છો અરદેશર? તું ઘણો સુંદર છોકરો થયો છે. ગરીબ ફરામ તરફ હમેશાં માયાળુ રહે છે. કોઈ વેળા એકાદ પૈસો ફેંકે છે તેને ભુલી જઇશ નહીં—એમ હોય નહીં, એમ હોય નહીં." અને તેણે પોતાની વિચિત્ર ઢબમાં દાંતીયાં કર્યાં.

જેવામાં તે આ પ્રમાણે બોલતો હતો તેવામાં ચાકરે આવીને પુછ્યું કે, તે શા વાસ્તે આવ્યો હતો? પછી હું અને અરદેશર ત્યાંથી ચાલતાં થયાં. હું પેસ્તનજીની નોકરીમાં રહી હતી તે વાત મેં અરદેશરને કહી. મેં મારી જવાની સઘળી તેયારી કીધી અને ખુરશેદ તથા દીનાંને મળી આવ્યા પછી અરદેશરની રજા લીધી. મારા મોટા ભાઈ સોરાબના તથા અમારા ભલા મદદનીશ દાકતર બરજોરજીના ખબર લખવાનું અરદેશરે મને વચન આપ્યું અને પછી અમે જુદાઈનાં આસુંઓ ભરેલી આંખો સહીત વિખુટાં પડયાં. લાતીમાં ગઈ તો પેસ્તનજી શેઠ મારી રાહ જોતો ઉભો હતો. એક ભાડુતી ગાડીમાં અમે ચડી બેઠાં અને મેં ઘણા અચંબા સાથે જોયું કે, પેલી ગાંડા ફરામની લાવેલી પેટી ઉપર મારા નવા શેઠ પેસ્તનજી પાવડીનું નામ લખેલું હતું. આથી મને એકાએક વેહેમ આવ્યો કારણ કે, શાપુર તથા હોમલા વિષે જે

મેં સાંભળ્યું હતું તે સઘળું મને યાદ હતું; પણ થોડીક પળના વિચારે મારી ખાત્રી કરી આપી. નવરોજજીએ મારા નવા શેઠ પેસ્તનજીની આબરૂ વિષે મને પક્કી ખાત્રી કરી આપી હતી અને તેથી તે બદફૈલો સાથે મારા નવા શેઠને કાંઇ પણ સંબંધ હશે એવો ખ્યાલ વટીક હું લાવી શકી નહીં. ગાડી ચાલવાનો આવી અને અમો સ્ટેશનમાં આવ્યાં. મારા શેઠે મારી વાસ્તે એક ટીકીટ અમદાવાદ સુધીની લાવીને મને આપી તે લઈ હું બઇરાંઓની ગાડીમાં ચડી બેઠી અને મારો શેઠ પુરૂષોની ગાડીમાં બેઠો. થોડીક મિનિટ બાદ આગગાડીએ પોતાની મુસાફરી શરૂ કીધી.



## પ્રકરણ ૧૭ મું.

## મારી બીજી નોકરી.

અમો અમદાવાદને સ્ટેશને આવી ઉતરી પડયાં અને ઘોડા ગાડી ભાડે કરી તેમાં સામાન ભરી અમે ચડી બેઠાં. ત્રણ દરવાજા પાસે મારા શેઠના ઘર પાસે ગાડી ઉભી રહી. એક કોમળ દેખાતી ઓરત દરવાજો ઉઘાડી હાથમાં બત્તી સહીત ઉંબરમાં આવીને ઉભી રહી તેણીનો ચેહેરો ફીક્કો હતો અને તે ઉપર શોકનાં ચિન્હો દેખાતાં હતાં. પોશાકમાં તેણી બહુ સ્વચ્છ નહોતી પણ થોડી કાંઇ મેલી હતી.

" વાંરૂ વહાલા પેસ્તનજી, " તેણીએ નમ્રતાથી કહ્યું " તમે જલદી પાછા આવ્યા તેથી હું ઘણી ખુસી થઇ છુ. "

" ઠીક છે. તે પછીથી કહેજે. " મારો શેઠ કરડી રીતે બોલ્યો."

ગાડીવાને સામાન સોંપ્યો અને અમે અંદર ગયાં પણ મારી શેઠાણી થોડીવાર સુધી મારી તરફ ભમ્મર ચડાવીને જોઇ રહી અને પછી બીકથી તેણીના ધણી તરફ તેણીએ નજર કરી, જાણે હું કોણ હતી તે જાણવાની તેણીની ઇચ્છા થઇ હોય; પણ પુછવાની છાતી ચાલતી નહોય.

" આ જુવાન સ્ત્રી " અમે ત્રણે ઉભાં હતાં ત્યાં પોતાનો કોટ ઉતાર્યો પછી મારો શેઠ બોલ્યો. " એક આબરૂદાર, ભક્તિમાંન અને ઉપકાર શિળ માણસ છે. મારા દોસ્ત નવરોજજીએ તેણીને વાસ્તે સારો મત લખ્યો છે અને હું આશા રાખુંછું કે, તેણી તને પસંદ આવશે. "

" હું પણ એમજ આશા રાખુંછું. " પીરોજબાઇ શેઠાણી ધીમેથી બોલી, પણ જે નજર તેણીએ તેજ પળે મારી ઉપર ફેંકી તેમાં જરાપણ પ્રીતિભાવ નહોતો.

મારો શેઠ હવે રસોડા પાસે ગયો અને તોછડી તથા હુકમ કરવાની રીતે " આસી " કહી હાક મારી. તરત એક ઘણી ગંદી દેખાતી મધ્યમ વયની ઓરત આવી ઉભી રહી. તેણીની સંભાળ તળે મારા નવાશેઠે મને સોંપી અમે મને વાળુ આપવાનો તેણે હુકમ કર્યો. તે પછી મારો ઓરડો મને બતાવી સવારે મારે શું કામ કરવાનું હતું તે મને કહેવાનું તેણે તેણીને ફરમાવ્યું. આશાથી તપાસ્યા વિના રહેવાયું નહીં કે, જે વખતે મારો શેઠ આ સઘળી આજ્ઞાઓ આપતો હતો તે વખતની દરમ્યાન મારી શેઠાણી જાણે પોતે એક ચાકરડી હોય તેમ ગભરી પકડી મારા શેઠની પાછળ ઉભી રહી હતી

અને મારી તરફ તેણીની અવકૃપાળુ નજર તેણીએ જારી રાખી હતી.

મી. નવરોજજીના કહેવા પ્રમાણે મારો નવો શેઠ પોતાના ધંધામાં આબાદ હતો. ત્રણ દરવાજા પાસે તેના જેવી સારી દુકાન બીજા કોઇની નહોતી. અને તે ઘણો ભકિતવાન, પરોપકાર બુદ્ધિવાળો અને આબરૂદાર માણસ તરીકે મનાયલો હનો. તેની દુકાન ખાતે બે નોકરો હતા અને બે ચાકરડીઓ હતી. એક તો પેલી ગંદી દેખાતી આસી નામની ઓરત જે વાંચનારને કયારની ઓળખાવી છે તે અને બીજી હું હતી. મારી દાસી—બેહેન બબરચીની સઘળી ફરજ અને ઘરનું બીજું સઘળું સ્ત્રી—કામ કરતી હતી. ખોરાક તેણી તૈયાર કરતી બિછાંનાં તેણી બિછાવતી અને ઘરને સાફ સુફ પણ તેણીજ કરતી. દરેક શનીવારે આખું ઘર તથા તે માંહેનો ઘણું કરીને સઘળો સામાન તેણીને સાફ કરવો પડતો હનો અને તેથી તેણી હમેશાં ગંદી રહે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. વળી જો શનીવાર એટલે ધોવાના દિવસ શિવાય બીજે દહાડે તેણીને સાફ થવાનો વખત મળતો તો તે ઘણું આશ્ચર્યકારક ગણાતું. ઉનાળામાં તેણીને સવારના ચાર વાગતે અને શિયાળામાં છ વાગતે ઉઠવું પડતું હતું અને કદાચ મારો શેઠ તે વખતે તેને ઉઠેલી ન જુએ તો પોતે પંડે તેણીને જગાડતો હતો. વળી ઉનાળા જેટલું વેહેલું તેણીને શિયાળામાં ઉઠવું પડતું નહોતું તેનું કારણ એજ કે, જો શિયાળામાં તેણી વેહેલી ઉઠે તો સખ્ત ટાઢને લીધે તેણીને તાપણી કરવાની જરૂર પડે; જે મારા શેઠના કરકસરીયા વિચારને અનુકુળ નહીં આવતું—ઉડાઉપણું હતું. તેણી ગરીબ, સારા સ્વભાવવાળી અને ખરેખરા માયાળુ અંતઃકરણની હતી. એક ગુલામડીની પેઠે તેણીને કામ કરવું પડતું અને પગાર ઘણો નજીવો

હતો. વરસના ૭૦ રૂપિયા, લુગડાંલત્તાં તથા ચા—સાકર બીજા નોકરોની પેઠે તેણીનાં પોતાનાં હતાં. અલબત મારે માટે આવી સરત નહોતી, કારણ કે મારે તો બાળકોની સાથે દિવાનખાનામાં બેસીને જમવાનું હતું.

અને હવે મારા શેઠની દુકાન ખાતાના નોકરોના સંબંધમાં એક બે શબ્દો કહીએ. એક આશરે ૨૬—૨૮ વરસનો જુવાન હતો. તે ઉંચો, પાતળો, ચાપલુસીયા દેખાવનો અને ખોરદેહ અવસ્થાની નિશાએશો પઢવામાં પોતાના શેઠ જેટલોજ ડોળઘાલુ હતો. તે ચાવી ચાવીને વેણ બોલતો અને અતિશય ખુશામતિયો હતો. તે પગના અંગુઠા ઉપર ચાલતો—જાણે નીચે કાંટા પાથરેલા હોય—આમ ચાલવાની તેની એક ઢબ હતી.

તેનો સોબતી તેના કરતાં વધારે નાનો, કદમાં વધારે નીચો પણ મજબુત, રીતભાત તથા વાતચિતમાં દેખીતો શાંત પણ કપટી હતો. બંને તેઓના પોશાકમાં અતિ સ્વચ્છ રહેતા. જેવી ચોખ્ખાઇ મારો શેઠ પોતે પણ દુકાનમાં બેસતી વખત રાખતો હતો અગર જો કે ઘરમાં ચોખ્ખાઈ તે આઠવાડીયામાં એકજ વાર થતી.

મારા શેઠ પેસ્તનજી પાવડીને છ છોકરાં હતાં. ત્રણ છોકરા તથા ત્રણ છોકરી હતી. સૌથી મોટો દસ વરસની ઉંમરનો છોકરો હતો અને સૌથી નાનું બાળક થોડાક મહિનાનું હતું. મેં મારી આખી ઉંમરમાં એવાં શાંત અને ગરીબ છોકરાં બીજે કોઇ ઠેકાણે દીઠાં નથી. આ ગરીબાઇ ઉપરથી એમ કહી શકાશે નહીં કે, તેઓનો સ્વભાવ ઠંડો અને આજ્ઞાધિન હતો; પણ તે બિચારાં બાળકોમાં ચૈતનજ નહોતું—તેઓમાં જરા પણ જુસ્સો નહોતો. તેઓ ભાગ્યેજ

રમવાનું પસંદ કરતાં અને રમતાં ત્યારે એટલાં કમજોર તથા માંદા જેવાં દેખાતાં કે, ખરેખર તેમને જોઇને મને હૃદયમાં દુઃખ થતું. મારા ગયા પછી પેહેલે દિવસે તો મેં ધાર્યું કે, તેઓ નવી આયાંથી શરમાતાં હશે તેથી તેઓની સાથે મળતાવડાપણું બતાવવાને મેં મારાથી બનતી મેહેનત કીધી, પણ મારા અચંબા સાથે મેં જોયું કે, તેઓ મારી કોટે વળગી પડયાં અને રડવા લાગ્યાં. હર્ષ ઉપજાવે એવા શબ્દોથી તેઓનો મિજાજ ખુશ કરવાનો પ્રયત્ન હું કરવા લાગી તથા આસપાસ કુદવાને ઉશ્કેરવા લાગી ત્યારે સૌથી મોટો છોકરો બોલ્યો. " જો અમે કાંઇ અવાજ કરશું તો અમારો બાપ દોડી આવશે અને ધમકી દઇ અમને મારશે. " તરત મારી આંખમાંથી આંસુનાં ટીપાં પડવા લાગ્યાં, કારણ કે મારા શેઠનો સ્વભાવ કેવો હતો તે મને આ નિર્દોષ છોકરાના કહેવાથી જણાઈ આવ્યું. તેની ઓરતના ચેહેરામાં જે બીકણપણું હું જોતી હતી તેનું કારણ પણ મારા સમજવામાં આવ્યું અને મારા શેઠનું જુલમગારપણું એક પળમાં ખુલ્લું થયું.

મારા અનુભવ ઉપરથી જણાઈ આવ્યું કે, મારો શેઠ પેસ્તનજી માવડી અંતઃશુદ્ધિના ડોળ નીચે એટલું કઠણ હૃદય રાખતો હતો કે, ઘર સબંધી કામોમાં સખ્તાઇ વાપરનાર તેના જેવો જુલમી શેઠ મારી આખી ઊંમરમાં મેં કદી બીજો કોઈ જોયો નથી. તે એટલા હલકા વિચારનો તથા એટલો મખ્ખીચુસ હતો કે, તેનું આબેહુબ વર્ણન કરવાને મારી કલમ શક્તિવાન નથી. તેના સઘળા વિચારો પૈસા પેદા કરવા તરફજ વળેલા જણાતા હતા. તેના આ વલણે તેના મનની સઘળી ભલી લાગણીઓનો તદન નાશ તો કીધો નહોતો

પણુ અત્યંત કમજોર બનાવી દીધી હતી. તે કરાંણીઓ તથા બીજા નોકરો રાખતો તેનું કારણુ એટલુંજ કે, એવો દેખાવ રાખવાની તેને જરૂર હતી. પેટ પુરતું અન્ન ખાવામાં તથા ખવડાવવામાં તેનો જીવ બહુ કચવાતો હતો. આ નિયમમાં તે તદન નિષ્પક્ષપાત હતો કારણ કે, પોતાને વાસ્તે પણ કાંઇ જુદો નિયમ તેણે રાખ્યો નહોતો. જેમ તે બીજાઓને ખોરાક માપીને આપતો તેમજ તે પોતે લેતો પણ જરાએ વધારો કરીને પોતાનો હમેશનો નિયમ તોડતો નહોતો. મને મારા ઓરડાગાં જમવાનું ન મળતાં દિવાનખાંનામાં આવી જમવા બેસવું પડતું હતું તેનું કારણ આજ હતું. જ્યારે કરાણીઓ, મારો શેઠ તથા શેઠાણી જમી રહેતાં ત્યારે એક ઘંટ વાગતો એટલે હું બાળકો સહીત ત્યાં જતી. અમે જમતાં હોઇએ તે તપાસવાને મારો શેઠ દરરોજ અમારી પાસે બેસતો અને પછી એક ચીજને માટે બીજીવાર માગણી કરવાને કોઈ બાળકની છાતી ચાલતી નહીં. જે દહાડે તે હાજર નહોય તે દહાડે તપાસ રાખવાને તેના બદલામાં મારી શેઠાણીને બેસવું પડતું હતું અને તે વેળા બાળકોની માગણીને સંતુષ્ટ નહીં કરતાં દયાળુ માની હૃદય વેધક વેદના સાથે ના કહેવી પડતી હતી, એટલુંજ નહીં પણ તેઓના “ બાહુજ ” ખાધરાપણાના વલણ તરફ પોતાની મરજી વિરૂદ્ધ ધમકી આપી દાબમાં રાખવાની તેણીને જરૂર પડતી; કારણ કે જો મારા શેઠને એમ જણાતું કે ખોરાક વધારે જલદી ખુટી ગયો ત્યારે તે ઘણી કઠોર, ઘણી કરડી, અને અતિ સખ્ત ભાષામાં તેના વહુને ખંખેરી કાઢતો હતો તેથી તેણીને ડર રહેતો કે, જો તેણીનાં બાળકો વધારે ખાશે તો તેનો ઠપકો તેણીને ખમવો પડશે.

પોતાના ઘરમાં આવી હદ બહાર કરકસર અમલમાં લાવવાને મારા શેઠને જુલમી થવાની જરૂર પડી હતી. બીજી બાબતોમાં પણ તે એવોજ હતો. ઘરના વિસ્તારના પ્રમાણમાં નોકરો અતિ થોડા હોવાથી મારી શેઠાણીને ઘરના કામકાજમાં આસીને મદદ આપવાની જરૂર પડતી હતી—જે કામને બીજા કોઈ આબરૂદાર વેપારીની ઓરત હાથ પણ અડકાડતી નહીં—પણ શનિવારે તો આસીના કામમાં મદદ કરવી જરૂરની હતી અને તે દિવસે અમદાવાદના એક અતિ આબાદ સ્થીતિમાં ગણાતા પારસી વેપારી પેસ્તનજી પાવડીની ઓરત હાથમાં પાણીનું એક વાસણ લઈ આસીની સાથે સરસામાન સાફ કરવા મંડી ગયેલ જણાતી. વળી તેણીના પોશાકની બાબતમાં પણ એવી હદ બહાર કરકસર કરવાની મારા શેઠની આજ્ઞા હતી કે, તેણીની સ્થીતિને છાજતો પોશાક પેહેરવો તેને અશક્ય હતો. કરાણીઓને પગાર ઘણો નજીવો મળતો હતો અને દેખાવ ઘણો આબરૂદાર રાખવાની જરૂર પડતી હતી. વળી તેહેવાર કે બીજા કોઇ દિવસે રજા મળવાની તો બીલકુલ આશા નહોતી. વડો કરાણી જેનુનામ ખસરૂ હતું તે છ સાત વરસ થયાં પેસ્તનજી પાવડીની નોકરીમાં હતો, પણ બીજા કરાંણીની વારંવાર ફેર બદલી થયા કરતી હતી. આ બીજા કરાણીએ એક મહિનાની નોટીસ આપ્યાથી જે જાહેરખબર એક વર્તમાન પત્રમાં જોઈ હતી તે આ જગ્યાને માટે હતી. હવે તે જોવું તાજુબી ભરેલું હતું કે, મારો શેઠ આટલો નજીવો પગાર આપતા હતા તથા કામ ઘણું સખ્ત કરવાનું હતું અને પેટ પુરતું અન્ન મળવાના પણ સાંસા હતા તે છતાં બીજો કરાણી કેવી રીતે મળી આવે છે તે જોવાનું હતું.

હું આવી તેજ રાત્રે મારી શેઠાણીની દ્રષ્ટિ મારી તરફ કેવી ક્રૂર હતી તે મેં ક્યારનું જણાવ્યું છે. તે પછી બે ત્રણ દહાડા સુધી મેં જોયું કે, તેણી એવીજ દ્રષ્ટિથી મારી તરપ જોયા કરતી; પણ રફતે રપતે તેણીના વિચારો બદલાયા અને જેટલી તેણી મારી તરફ અકૃપાળુ હતી તેટલીજ મેહેરબાન તરત થઇ. આ સઘળાનું કારણ હું સમજી શકી નહીં અને જ્યારે તેણીની વર્તણુક આટલી બદલાઇ ગયેલી જોઇ ત્યારે તે વિષે વિચાર કરવાને પણ હું ઠકી નહીં. તેણીએ મારૂં સઘળું વૃતાંત અથવા જેટલું જણાવવા યોગ્ય હોય તેટલું જાણવાની ખાએશ બતાવવાથી મારા માબાપનાં વખાણ કરીને મને તેઓએ કેવી સારી રીતે ઉછેરી તથા ઉમદા કેળવણી આપી હતી તે મેં જ્યારે તેણીને કહી સંભળાવ્યું ત્યારે તેણી વિચિત્ર ડોળથી મર્મવાળા ભાર સહીત બોલી. " સુનાં, આ તારા મનના ધોરણને તું વળગી રહેજે. તું જુવાન અને દેખાવડી છે તથાપિ દુર્ભાગ્યે એવી સ્થીતિમાં આવેલી છે કે, સંસારી લોભ લાલચો તરફ ખુલ્લી મુકાએલી છે, તેથી તું બધી તરપની સાવચેતી તો રાખી શકીશ નહીં, પણ હું તને કહુંછું તે ઉપર પુરતું ધ્યાન આપી મારા દરેક શબ્દો તારા અંતઃકરણમાં બરાબર ઠસાવી રાખજે. જો તું કોઈ એવા કુટુંબમાં આવી પડે કે, તે કુટુંબનો ધણી પોતાની ભૂલથી અણઘટીત રીતે તારી સાથે બોલવાની હિંમત ભીડે અથવા અઘટિત આચરણ આદરે તો તારે માત્ર તેને ઠપકો આપીને સંતોષ માનવો નહીં, પણ નોકરી છોડવાની ચેતવણી આપવી અને જો તેની વર્તણુક વધારે અસભ્ય દેખાયતો તેજ ક્ષણે નોકરી છોડવાને તત્પર થવું. મારા કહેવાની મતલબ સમજે છે કે ? "

" હું સમજુંછું બાઇસાહેબ. " મેં જવાબ આપ્યો. " અને આપની સારી સલાહને માટે હું અંતઃકરણથી આપનો ઉપકાર માનુંછું, પણ ખાત્રીથી માનજો કે, તમે આ સલાહ મને આપી નહોત છતાં એવે પ્રસંગે હું મારી પોતાની મરજીથીજ એ રસ્તો પકડત."

" તું તે તારા નિયમને વળગી રહેજે સુનાંબાઈ. " મારી શેઠાણીએ હવે મારા ગાલ ઉપર પ્યારથી બે આંગળીની ટાપલી મારી તથા પોતાની પુર્ણ કૃપાળુ નજર મારી ઉપર કરીને કહ્યું. " ખરેખર તેથી તું તારી પોતાની ફરજ સારી રીતે બજાવી બીજાના હકમાં અવસ્ય લાભ કરે. જો કોઈ ખુબસુરત દેખાવની દાસી પોતાના શેઠનાં અસભ્ય કહેણો માન્ય કરે અને ભવિષ્યમાં તેને તેમ કરતો અટકાવવાને પુરતો તિરસ્કાર બતાવે નહીં, તો તે દાસી પોતાની સામે તેમજ તેણીના શેઠાણી સમે અતિ દૃષ્ટતાનું પગલું ભરેછે; કારણ કે એમ થવાથી તે આંધળો શેઠ આડે રસ્તે જવાને લલચાય છે—અને એક વફાદાર ઓરત તરફ બેવફાઇ ભરેલું પાપનું પગલું-"

" અરે બાઈસાહેબ. " હું વચ્ચે બોલી ઉઠી. " હું આશા રાખુંછું કે, આવા દુષ્ટ કર્મ કરનારા માણસો તો ઘણા થોડાજ હશે."

" તારા આ જવાબથી હું ઘણી ખુશી થાઉંછું. " મારી શેઠાણીએ કહ્યું. " કારણ કે તે સાબીત કરી આપે છે કે તું દેખાય છે એવીજ નિર્દોષ અને બીન અનુભવી ખરેખર છે. પણ જ્યારે સંસાર વ્યવહાર તારા સમજવામાં આવશે અને લાંબા વખત સુધી નોકરી કરીશ ત્યારે તને જણાશે કે, મેં કહી એવી અવિચારી અને દુષ્ટ ઓરતો ઘણી—અરે !—પાર વિનાની છે; પણ ચાલ હવે આપણે આપણી વાત ફેરવીએ. " તેણીએ એકાએક વધારો કર્યો.

" અગર હાલ તે વિષય ઉપર વધારે લંબાણ નહીં ચલાવીએ. "

જમી રહ્યા પછી આ વાતચિત થઇ હતી અને તરત મારી શેઠાણી વાત કરતી અટકી બારી પાસે જઇને એક ખુરસી ઉપર બેસી ગઇ; જાણે તેણીએ કાંઇ વાતચિત કરીજ નહોય એવો ગંભીર દેખાવ ધારણ કર્યો. થોડી વાર સુધી તો હું અચંબામાં રહી કે, મારી પાસેથી એકદમ ખસી નીકળવાનું તેણીને શું કારણ હશે? વળી મને ધાસ્તી લાગી કે, રખેને તેણીને મારી વાત ઉપરથી રીસ ચડી હોય; પણ તરત મારો સઘળો વેહેમ દુર થયો, કારણ કે મારો શેઠ બારણું ઉઘાડીને અંદર આવતો હતો તેથી મારી શેઠાણીને આટલું વિચિક્ષણપણું દેખાડવું પડયું હતું. તેણીએ મારા શેઠના પગલાંનો અવાજ સાંભળ્યો હતો, કારણ કે તે ખાસ અવાજ ઓળખવાને તેણીના કાન અતિ તિવ્ર થયેલા હતા.

" શું ? " જે સખ્ત અવાજમાં પોતાની ઓરત સાથે મારા શેઠને બોલવાની ઢબ પડી હતી તેજ અવાજમાં તેણે કહ્યું. (અગર જો કે ગ્રાહકો સાથે બોલતી વેળા તો તે અતિ સભ્ય વચનો વાપરતો હતો.) " વાસણો વગેરે હજુ કાંઇ સાફ કર્યું નથી ? પીલાં, તારે તપાસ રાખવો અને જો આ સુની છોકરાંઓને તેમની મરજી માફક પેટ ઠાંસીને ભરવા દે તો તારે તેઓને અટકાવવાં. "

" હું તેઓને તપાસતી બેઠીછું. " મારી શેઠાણીએ ઘણા નમ્ર અવાજમાં બીધેલે ચેહેરે જવાબ આપ્યો. " અને હું તમને ખાત્રીથી કહુંછું કે—"

" તારે મને કાંઇ ખાત્રીથી કહેવાની જરૂર નથી. " મારો શેઠ સખ્ત કરડા અવાજથી વચ્ચે બોલ્યો. " કારણ કે મારે આં-

ખો છે અને હું જોઇ શકું છું. હું ટેબલ ઉપરથી ઉઠયો ત્યારે આ માંસનો કકડો અહિંથી અહિં સુધી કાપેલો હતો અને તું જુએ છે કે, તે કેટલો બધો ખવાઇ ગયો છે. આવતી કાલને વાસ્તે હવે શું રહેશે ? વળી આ રોટલા તરફ જો હમણાંજ તે અહિં સુધી ખવાયો હતો અને જો કે તે કેટલો બાકી રહ્યો છે ? " અને જે વસ્તુઓ વિષે તે બોલતો હતો તેનું માપ તેણે ઉપર પ્રમાણે કહેતી વખતે છરી ઉપર બતાવ્યું.

" વારૂ, હું તમને ખાત્રી પુર્વક કહું છું વહાલા પેસ્તનજી, " ફરીથી મારી શેઠાણી બોલી. " કે આપણાં છોકરાંઓએ દરરોજ કરતાં જરાપણ વધારે ખાધું નથી. "

" વારૂ, ત્યારે કોણે ખાધું ? " મારા શેઠે ગર્જના કરી અને પછી અતિશય કરડાઈ સાથે ધીમેથી મારી તરફ નજર કરી.

" માથામાં દુઃખ થવાને લીધે, સાહેબ, " મેં કહ્યું. " હું તો બીલકુલ ખાવા બેઠીજ નથી. "—અને આ ખરૂં હતું.

" વારૂ, ત્યારે બાળકોએ ખાધેલું હોવું જોઈએ. " તેણે વધારે સખ્તાઇ વાપરીને કહ્યું અને હું આજ્ઞા કરૂં છું કે, તું. " તેણે પોતાની ઓરત તરફ ફરીને કહ્યું. " હવેથી આ બાબતમાં પકકો તપાસ રાખજે. "

આ પ્રમાણે બોલીને તે ઓરડા બહાર ચાલી નીકળ્યો અને તેની પછવાડે બારણું બંધ થતાંજ મેં જોયું કે, મારા શેઠનાં બે મોટાં છોકરાંની આંખોમાંથી દડદડ આસું ચાલી નીકળ્યાં અને બીજાં ત્રણ જાણે તેઓના બાપની આ રીતભાતથી અતિશય દેહેશત પામી પથ્થરના પુતળાની પેઠે સજ્જડ થઇ ગએલાં જણાયાં. માત્ર

નાનું બાળક આ સઘળાથી અજ્ઞાન હતું. મારી શેઠાણી પણ રડવા લાગી અને જાણે અરધી દિવાની બની ગઈ હોય તેમ એક પછી એક બાળકોને ગોદમાં દાબીને બચ્ચીઓ લેવા લાગી.

ઉપરની હકીકતથી મારા શેઠની રીતભાત વિષે વાંચનારને ખ્યાલ આવશે-ખરેખર તે એક જુલમી માણુસ હતો. દયાનો લેશ ભાગ તેના અંતઃકરણમાં વસેલો નહોતો તેથી તેની ઓરત અત્યંત દુખી હતી. તેણી દેખીતીજ તેણીના ધણીથી બીતી હતી. જ્યારે તેના આવવાનો અવાજ તેણી સાંભળતી કે તરત ઉભી થઈ બીકની નજર આસપાસ ફેરવતી, તે એવી ખાત્રી કરવાને કે સઘળી ચીજો તેઓની જગ્યા ઉપર બરાબર ગોઠવેલી છે કે નહીં; અને કદાચ કાંઈ ચુક મારા શેઠને જણાઇ આવી હોય તો તે સખ્ત ઠપકા સાથે તેણી બાપડીને ધમકાવતો. એક વેળા તેણીએ એક પ્યાલો ફોડયો અને પછી મારા શેઠની બીકથી તબીયત બગડયાનો ઢોંગ કરીને સુઈ ગઇ, પણ મારા શેઠને ખબર પડતાંજ તેણીની પાસે દોડી પહોંચ્યો અને ઠપકાથી ભરપુર એક લાંબુ લેકચર તેણીની પાસે કર્યું અને તે સાથે એવા તિક્ષણ બાણોથી તેણીનું હૃદય તે નિર્દય શેઠીઆએ વીંધ્યું કે, જો તેણીએ મોટો ગુન્હો કર્યો હોત તો પણ તેનાથી વધારે કરડા શબ્દો વાપરવાને એ અવિચારી માણસને મળી શકત નહીં.

છ અઠવાડીઆં ગયાં અને હજુ તે નાના કરાણીને રજા મળી નહીં વર્તમાનપત્રમાં જાહેર ખબર આપ્યાથી ઘણા ઉમેદવારો આવ્યા પણ કોઇ પસંદ આવ્યો નહીં—અગર ખરૂં કહીએ તો—કોઈને તે નોકરી પસંદ આવી નહીં, તેથી હાલને માટે તો તે નાનોકરાણીજ પોતાની જગ્યા સાચવી રહ્યો હતો.

એક વેળા રવિવારની સવારે હું બાળકોને લઇને નાસ્તો કરવાની ટેબલ પાસે બેઠી હતી ત્યારે મારી શેઠાણી બોલી.—" સુનાંબાઈ, તને આ ઘરમાં ગમતું હશે નહીં—"

" ના, બાઈ સાહેબ, મને ગમે છે. " મે જવાબ આપ્યો. " હું બાળકોને લઇને દરરોજ વાડીઓમાં કે નદી કિનારે ફરવા જાઉંછું, કારણ કે એમ ફરવાથી બાળકો વધારે ચંચળ થાય અને તેના શરીરમાં જોઇતું કૌવત આવે. આવા ગરીબ મિજાજનાં છોકરાં બીજે કોઈ ઠેકાણે મે કદી જોયાં નથી. "

" અને મા. " સૌથી મોટો છોકરો, જે ઘણો ગરીબ અને માંદાજેવો દેખાતો હતો તે બોલ્યો. " સુનાંબાઇ અમારી તરફ બહુ માયાળુ રહે છે. "

" હા, બેટા, હું જાણુંછુ કે સુનાંબાઇ તમો સઘળાં ઉપર અતિ વહાલ રાખે છે. " મારી શેઠાણીએ કહ્યું. " અને તેનો બદલો સારી રીતે વાળવાની મને ઘણી મરજી થાય છે પણ શુ કરૂં ? મારી પાસે કાંઇ સાધન નથી. ના, ના. મારી પાસે કાંઇ નથી. " એમ બોલતી બોલતી તેણી ચોધાર આંસુએ રડવા લાગી.

" આપ ઘણાં માયાળુ છો બાઈસાહેબ, " હું ઘણી પીગળાઇને બોલી. " અને હું તમને વધારે સુખી જોવાને ઇચ્છું છું. "

" વધારે સુખી ? " તેણી દિવાના માણસની પેઠે પોતાના હાથ મરડીને બોલી. " અરે ! " મારૂં સઘળું દુઃખ તું જાણતી નથી. "

" આ પ્રમાણે તમને કહેતાં જોઇ હું ઘણીજ દિલગીર થાઉં છું. " મેં કહ્યુ. "પણ શાંત થાઓ. જુઓ આ બાળકો પણ રડે

છે. અરે તેમને દુખી થવા ન દો. તેઓ બિચારાં બીજાં બાળકો જેવાં નથી. જુઓને તેઓના શરીર ઉપર લોહીજ ક્યાં છે? "

" ચુપ, ચુપ." મારી શેઠાણી એકાએક બોલી ઉઠી. " એવી રીતે વાત ન કર. કોઇ સાંભળશે. " અને પછી બારી તરફ ફરીને તેણી બોલી. " અરે કેટલો સખ્ત તાપ પડે છે? "

" હું ધારૂં છું બાઇસાહેબ. " હું બોલી. " કે આજે પ્રાર્થના સમાજમાં જવાશે નહીં. "

" ચુપ રહે. " ફરીથી મારી શેઠાણીએ મને કહ્યું કારણ કે મારા શેઠના પગલાંનો અવાજ તેણીના કાન ઉપર આવ્યો હતો અને થોડી પળમાં તે અંદર આવ્યો.

" હવે પીલાં, " તેણે પેસતાંજ કહ્યું. " ટેબલ સાફ કરાવ, અને ધુપ સુખડની ગોઠવણ કર. કારણ કે આજે પ્રાર્થના સમાજમાં જવાશે નહીં તેથી અહિંજ ખુદાની બંદગી કરશું. તું સઘળી ગોઠવણ કરજે અને તે દરમ્યાંન હું થોડા વખતને વાસ્તે નીચે દુકાનમાં જાઉં છું. ત્યાં મારે એકલા બેસીને તે બારે હકતાલાની દુવા ચહાવી છે. પીલાં અહિં તૈયારી કર્યા પછી તું મને નિયમ પ્રમાણે નીચે આવીને બોલાવજે

આ પ્રમાણે કહીને તે ઓરડો છોડવાની તક ઉપર હતો, એવામાં કાંઈ સાંભરી આવવાથી તે પાછો આવ્યો અને પુછયું. "પેલી પેટી ક્યાં છે? તું જાણે છેકે કઇ પેટી ? "

" કબાટના પેહેલા ખાનામાં બીજી ચીજો સાથે મુકેલી છે. નીચે સુધી ઉપાડી જવા સારૂ કરાણીને બોલાવું ? "

" નહીં, નહીં. " તેણે ગુસ્સો બતાવીને કહ્યું. " તું જાણે

છેકે, મારા કામોમાં કોઈ કરાણીને તેનું ધ્યાન ખુંચાડવાની તક હું મળવા દેતો નથી."

"હું પોતે તે ઉપાડીને આવી શકીશ નહીં." મારી શેઠાણી બીકથી બોલી. "કારણ કે આજે હું માંદા જેવી છું."

"વારૂ, ત્યારે સુની આવશે" મારો શેઠ વચ્ચે બોલી ઉઠયો. "ચાલ" તેણે મારી તરફ ફરીને વધારો કર્યો.

હું તેની પાછળ ચાલી અને નીચે ગયા પછી એક મોટો કબાટ ઉઘાડયો. તેમાં પેટી પડી હતી. બીજાં નાંનાં મોટાં ઘણા પારસલો પડયાં હતાં. તે પેટી ઉપાડી તેની પછવાડે લાવવાની મને આજ્ઞા કરી અને તે મુજબ હું દુકાનમાં ગઈ ત્યારે તેણે મારા ગાલ ઉપર ધીમેથી ટાપલી મારી અને બોલ્યો—"સુની, તું બહુ સારી છોકરી છે."

આ તેની વર્તણુંક મને પસંદ ન આવવાથી મારો રંગ તરત બદલાઈ ગયો અને દુકાનમાંથી નીકળી હું તરત ઉપર ગઇ. ઓરડામાં પેસતાંજ મારી શેઠાણી વધારે ધ્યાંનથી મારી સામું જોઇ રહી અને હું શરમાઇ ગઇ.

"શું થયું ? સુનાંબાઈ," તેણીએ ધ્રુજતે અવાજે અને વિચિત્ર ચેહેરે પુછયું.

"શેઠે તેનો હાથ મારા ચેહેરાને અડકાવ્યો." મેં કહ્યું. "તે મને બીલકુલ ગમ્યું નહીં. અલબત તેની મતલબ મને કાંઇ ઇજા કરવાની નહોતી પણ—"

મારી શેઠાણી તરત બીજી બાજુ ઉપર ફરી અને પોતાના મોઢા ઉપર રૂમાલ ઢાંકીને રડવા લાગી. થોડીવાર પછી ધીમા અ-

વાજે છોકરાં સાંભળે નહીં એવી રીતે તેણીએ મને ફરીથી પુછયું. " બસ શેઠે એટલુંજ કીધું?"

" જો તેણે કાંઇ વધારે આગળ પગલું ભરવાને હિંમત બીડી હોત." મેં આ સવાલથી આશ્ચર્ય પામીને તથા ગુસ્સે થઈને કહ્યું " તો હું તમને એકદમ કહી દેત."

"હા, હા. હું જાણું છું કે તું કાંઇ છુપું રાખે એવી નથી." તેણી બોલી અને ફરીથી રૂમાલ વતી પોતાનો ચેહેરો ઢાંકયો.

સઘળી તૈયારી થઇ રહ્યા પછી મારી શેઠાણી તેણીના ધણીને બોલાવવાને નીચે ગઈ. અમે સઘળાં ટેબલ પાસે ઉભાં હતાં. હું નાના બાળકને તેડીને ઉભી હતી. તરત આસી આવી અને તેણીએ નાના બાળકને રમાડવા તેડયું, એટલામાં મોટા કરાણીએ જોયું કે, ચટાઈ પાથરેલી નહોતી તેથી મારો શેઠ આવ્યા અગાઉ તે સાદડી લઇ આવવાનું કહ્યું; કારણ કે જો શેઠ આવે તે વખતે સાદડી પાથરેલી નહોય તો શેઠાણીની પુરી કમબખ્તી આવી પડે. હું દુકાનના ઓરડા પાસે થઈને ચાલી તે વેળા નીચે પ્રમાણે વાતચિત મારા કાન ઉપર આવી, જે મેં બરાબર યાદ રાખી છે.

" કેમ ? " મારો શેઠ બોલતો હતો અને આ પેહેલી વેળાજ મેં તેને આનંદી મિજાજમાં જોયો. " મેં ઠીક કામ કર્યું કે નહીં ? જો આ સાકર સાથે રેતી મેળવી છે, રાઈ સાથે હળદર મેળવી છે અને રાજગરી સાથે મરાઠી મેળવી છે. આ સાથે......મેળવ્યું છે અને આ કામને મારી પ્યારી પીલાં, હું ઉદ્યોગ કહું છું."

" મેં કાંઈ વધારે સાંભળ્યું નહીં. બીજી ક્ષણે ત્યાં રોકવાની મારી છાતી ચાલી નહીં. ઉતાવળથી ચટાઇ લઈને હું જલદીથી પા-

છી ગઈ.

થોડી વારે મારો શેઠ અને શેઠાણી આવ્યાં. મારા શેઠે અતિ ગંભીર દેખાવ ધારણ કર્યો હતો. ટેબલ પાસે ઉભો રહીને તે પ્રાર્થના કરવા લાગ્યો અને તેનો દાખલો બાકી રહેલાં અમે સઘળાંએ લીધો.

હવે મારે ખુલ્લા દિલથી કબુલ કરવું જોઇએ કે, બંદગી કરતી વેળા મારા વિચારો તો જુદા વિષય ઉપર લાગેલા હતા. જે થોડા શબ્દો મેં મારા શેઠને તેની ઓરતને કહેતાં સાંભળ્યો હતો તે શબ્દોએ બેશક તેની સઘળી લુચ્ચાઇ ખુલ્લી પાડી હતી. તે ધ્યાંન ધરવાને બહાને દુકાનમાં જઈ એટલો વખત અધર્મીપણામાં તથા દગા, પ્રપંચ અને કુકર્મમાં ગાળતો હતો. વળી આ વખતે તેણે નિયાએશો ભણુવામાં ગંભીર દેખાવ કરેલો જોઈને તેની તરફ મને તિરસ્કાર છુટ્યા વિના રહ્યો નહીં તેની ઓરત તથા બાળકો તરપ તે જુલમગાર હતો અને ધંધામાં લુચ્ચાઇ વાપરતો હતો. શેઠો તેના નોકરો તરફ કેટલી છુટ લે છે, તે વિષે મારી શેઠાણીનું કહેલું વચન મને યાદ આવ્યું. વળી થોડા વખત અગાઉજ તે મારી સાથે થોડોક ગેરકાયદે વર્ત્યો હતો, તે યાદ કરતાં તેની ખાનગી ચાલચલણ વિષે મને મજબુત શક ઉત્પન્ન થયો અને જેમ જેમ તે વિષે વધારે વિચાર કરવા લાગી તેમ તેમ હું દ્રઢ થતી ગઈ કે, યોગ્ય વખત આવતાં નોકરી છોડવાને ચુકવું નહીં.

---

# પ્રકરણ. ૧૧ મું

## સાબરમતિના કિનારા ઉપરના દેખાવો.

મેં રેડીમની લોજ છોડયાને લગભગ બેમહિના થઇ ચુકયા હતા અને તે દહાડાથી હું મારા હાલના શેઠ પેસ્તનજી પાવડીને ઘેર નોકર હતી. મને મારા પ્યારા ભાઇ અરદેશર તરફથી કાગળ મળ્યો હતો, તે મારે આગલા પ્રકરણમાં યોગ્ય ઠેકાણે દાખલ કરવો જોઇતો હતો પરંતુ મારી વારતાની દોરી તાણી થોભવાનું પસંદ ન આવવાથી મેં તેમ કર્યું નથી. તે કાગળમાં અરદેશરે મને જણાવ્યું હતું કે, દાકતર બરજોરજીએ તેના કોઈ મિત્રની મદદ મેળવીને પોતાનું કરજ અદા કીધું હતું અને તે પાછો પોતાને ધંધે લાગ્યાથી સઘળું અગાઉની પેઠે ઠીકઠાક ચાલતું હતું. અગર જોકે, નાંણા સંબંધી જે અગવડ તેને સેહેવી પડી હતી તેના કારી ૫ટકાએ તે લાયક દાકતરની તન અને મન શકિતને નબળી પાડી દીધી હતી. સોરાબ વિષે તેણે લખ્યું હતું કે, નવરોજજીની નોકરી તેણે તદન છોડી દાધી હતી અને તે કેવી રીતે પોતાનું ગુજરાન ચલાવતો હતો તે વિષે અરદેશર કાંઈ કહી શકયો નહીં. નવરોજજીનું ઘર છોડયા પછી તેણે એક નાનુ ઘર લીધું હતું અને પૈસાની રેલમછેલ ચલાવતો હતો. જ્યારે તે અરદેશરને જોતો ત્યારે ખરેખર તે તેની નજરથી દૂર જવાનું કરતો અને જાણે તેનાં ભાઇ તથા બેહેનો સાથેનો સઘળો સંબંધ તોડવાની ઈચ્છા ધરાવતો હોય એવો માલમ પડતો. મને તેણે કાંઈ લખ્યું નહોતું તેમ પેલા રૂપાના સમસાના બનાવ પછી ધનાંબાઈ ઘોકડાંવાળાંને ઘેર પણ ગયો નહોતો. ખુરશેદ અને દીનાં ધનાંબાઈ ઘોકડાવાળાંની બરદાસ્ત ની-

ચે મેં જોઈ હતી એવીજ રીતે ચાલી જતી હતી.

સોરાબ વિષેના આ સમાચારે મને કેટલું દુઃખ કર્યું તે કહેવાની મને જરૂર નથી. મેં તેને ઘણા કાગળો લખ્યા પણ એકેનો જવાબ તે મનમોજી ભાઇ તરફથી મળ્યો નહીં. ઘણી વેળા રાત્રોની શાંત ઘડીઓમાં ચુપકી દરમ્યાન અંધારૂ પૃથ્વી ઉપર પથરાઈ રહ્યું હોય અને થાક્યા પાક્યા પ્રાણીઓ પોતાના જીવને આરામ આપવા મનગમતી જગોએ વિશ્રાંતી લેતાં હોય, તે વખતે હું નિદ્રાથી શ્રાપિત થઇ મારા બિછાનામાં પડી રહીને મારા કમનસીબ ભાઈની ભવિષ્યની સ્થીતિ વિષે વિચાર, બળાપો અને શોક કરતી મારૂં ઓસીકું ભીંજવી દેતી.

પણ મારી દિલગીરી અને દુઃખના મૂળ ઉપર હું ઝાઝું લંબાણ કરીશ નહીં. માત્ર એટલું કહેવા અટકુંછું કે, જે બિચારી દાસી પોતાનાં સગાં વહાલાંઓથી દૂર રહી અજાણ્યાં માણસોને આશરે પડેલી હોય, અને તેણીને એવો કોઈ મિત્ર નહોય કે, તેની પાસેથી તે પોતાની દિલગીરીને વાસ્તે દિલાસો મેળવે, અગર જેની દુઃખમાં ભાગ લેતી છાતીમાં પોતાની વેદનાનો ગરમ જોસ રેડીદે; એવી ચાકરડીની સ્થીતિ ખરેખર ઘણીજ શોકજનક છે. વળી રખેને તેણી બીજાંઓના મનમાં ચીડીયા સ્વભાવની ગણાય, એવી બીકથી પોતાની દિલગીરી છુપાવીને તે બિચારીને આનંદી દેખાવ રાખવો પડેછે.

પણ હવે મારી વાત ઉપર આવુંછું. મેં કહ્યુંછે કે, મારા હાલના શેઠ પેસ્તનજી પાવડીના ઘરમાં પગ મુકયાને લગભગ બે મહિના થઇ ગયા હતા. એક દહાડો હવા ખાવાના ઇરાદાથી હું સૌથી નાના બાળકને લઈને સાબરમતીના કિનારા ઉપર ફરતી હતી. પુલ ઉ-

પરના બગીચાની મનહર છટા નીરખીને તથા સાબરમતીના ધોધબધ વેહેતા પાણીનો દેખાવ જોતી ચાલી જતી હતી. બીજાં છોકરાંઓ તેઓની મા સાથે તેઓની ફૂઇને ઘેર ગયાં હતાં, કારણ કે, તે દહાડાને તેહેવાર તરીકે ગણીને ખુશાલીમાં ગાળવાની મારા શેઠે તેઓને રજા આપી હતી અને મને કહેવાદો કે, મારા શેઠની નોકરીમાં હું દાખલ થયા પછી આ પેહેલોજ તેહેવાર તેઓને મળેલો મેં જોયો હતો. મારા હાથમાં બાળક સહીત હું ધીમે ધીમે આગળ વધતી હતી, એવામાં એકાએક આનંદ અને આશ્ચર્યનો મિશ્રિત ધીમો અવાજ મારી પાસેજ કોઇ કાઢતું મને સંભળાયું અને પાછું ફરી જોતાંજ માનવંતા પીરોજશા પીટીટને મેં જોયો.

" સુનાંબાઈ—કોણ્ આ, તુંજ કે? " તે બોલ્યો. અને આગળ કુદીને મારો હાથ પકડીને અતિશય મિત્રતાઇના ના જોસથી તેદાબ્યો.

હું ગભરાટમાં પડી અને આશરે ૦। મિનિટમાં મારા મોહા ઉપર પંદર જાતના રંગો ચડયા અને ઉતર્યા. પીરોજશા પીટીટ સુંદર દેખાવનો તથા મોટા હોદ્દા વાળો અમલદાર મારા સરખી ગરીબ—તેની આગળ કશી ગણત્રીમાં નહીં એવી—ચાકરડી પાસે આવીને તેણે હાથ મેળવ્યો તેથી હું એટલી શરમાઈ ગઇ કે, જાણે મેં કાંઇ અપરાધ કીધો હોય અને ધ્રુજ્યુ એટલી ધ્રુજવા લાગી.

" અહિં આવ અને એક મિનિટ—માત્ર એક મિનિટને માટે બેસ. " પીરોજશાએ કહ્યું અને એક લોઢાની બેન્ચ તરફ આંગળી કરી બતાવી. આવી ઘણી બેન્ચો ત્યાં ફરવા આવનારાઓને બેસવાને માટે રાખેલી છે.

મારાથી કબુલ થયા વિના રહેવાયું નહીં. હું મારા પોતાના કાબુમાં પણ આ વખતે નહોતી. ખરેખર આ વેળાએ મારા મનમાં જે જુસ્સાઓ આવ્યા હતા તેનું આબેહુબ વર્ણન કરવાનું કામ કોઇ મહા કવિને પણ કઠણ થઇ પડે એવું છે. હું પગથી તે માથા સુધી ધ્રુજવા લાગી અને જેમ પક્ષી તેના પાંજરામાં ફફડે તેમ મારૂં હૃદય ફડફડવા લાગ્યું. જો તેણે સરફરદુનજીની પેઠે બેઅદબી વાપરી હોત તો મારૂં લોહી ગુસ્સાથી તપી આવ્યા વિના રહેત નહીં અને એક પળમાં હું તેનો તિરસ્કાર કરત; પણ તેના શબ્દોમાં તથા દ્રષ્ટીમાં ઘણીજ નમ્રતા અને મારૂં મન તેની તરફ અનિવાર્ય રીતે ખેંચાયેલું લાગ્યું; તેથી હું તેણે બતાવેલી બેન્ચ ઉપર બેઠી અને તે મારી બાજુએ બેઠો.

“ તારા બીજીવાર મળવાથી હું ઘણો ખુશી થયો છું સુના, ” તેણે ઘણી માન ભરેલી રીતે કહ્યું. “ તેં રેડીમની લોજ એકાએક છોડી દીધો ” તેણે બોલવું જારી રાખ્યું. “ અને રતનજી રેડીમનીએ જે ઘરડા માળીના તાબામાં લોજ સોંપી ગયાછે તેને તારા વિષે પુછતાં મને ખબર મળ્યા કે, સઘળા નોકરોને એકદમ રજા આપવામાં આવી હતી. તારી બાબતમાં મેં એટલી છુટ લીધી તેને વાસ્તે મારી ઉપર રીસ ચડાવીશ નહીં. હું ખરૂં કહુંછું કે, મેં કાંઇ ખાલી જીજ્ઞાસાથી તપાસ કરી નહોતી. ” મેં સઘળું ધ્યાન દઈને સાંભળ્યું અને જે શબ્દો મારા કાન ઉપર આવ્યા તે તેઓની સાથે મારા હૃદયમાં આનંદની લાગણીને નાઘસડી ગયા—એમ કહું તો હું જૂઠું બોલી કહેવાઉં. હું કાંઈ બોલ્યા વિના બેસી રહી. જાણે સુખની સ્વપ્નવત હાલતમાં હોઉં અને તે હાલત ખરી હોય એમ

ભાગ્યેંજ માની શકતી હોઉં; પણ મારી આંખો નીચે ભોંય તરફ ઢાળેલી હતી. મારા સોબતી તરફ જોવાને ઉંચુ મોં કરવા મારી હિંમત ચાલી નહીં અને મારા મોઢા ઉપર શેરડા પડતા હતા એમ મને લાગ્યું તથા મારી છાતી જોરથી ધબકતી જણાઇ.

"ચોકસ વખતે મને વાડીમાં મળવાને મેં તને બોલાવી હતી તે તને સાંભરતું હશે." તેણે બોલવું જારી રાખ્યું. "અને હું માનુંછું કે, તારે ઓચીતું રેડીમની લોજવાળું મકાન છોડવું પડયું તેથી તું નહીં આવી શકી હોય."

"ના, સાહેબ. મેં હવે બોલવાની તાકાત એકાએક લાવીને કહ્યું. "મને કહેવાની રજા આપો કે, ત્યાંથી ચાલી નિકળવામાં જેટલી ઉતાવળ કરવી જરૂરની હતી, તે કરતાં વધારે ઉતાવળ મેં કરી; કારણ કે હું નિષ્કપટપણે કહુંછું કે, તમને મળવાની મારી મરજી નહોતી."

"તેં મને આ પ્રમાણે કહ્યું તેથી હું ઘણો ખુશી થયોછું." તે આનંદ બતાવી બોલ્યો. "અને આથી જે મેં તારી પ્રશસામાં સાંભળ્યું છે તેને મજબુતી મળે છે."

"આપની પાસે મારી માગી સાહેબ;-" આ જુવાન અમલદાર સાથે લાંબા વખત સુધી વાતચિતમાં ગુથાયાની અયોગતા વિષે સમજણ મારા મનમાં સંપુર્ણ જાગૃત થવાથી મેં કહ્યું. "મને એકદમ જવાનીરજા મળવાની હું અરજ કરૂંછું. આપ મારી તરફ ઘણા માયાળુ છો, આપની મનોવૃત્તિ ઘણી સારી છે; - પણ—"

અહિં હું અટકી પડી, કારણ કે મને ગુંગળાવી નાંખે એવા મનોવિકાર ઉઠી આવ્યાથી મારી વધારે બોલવાની શકિત રૂંધાઇ ગઈ.

મને શુદ્ધ ભાવવાળા પ્રમાણિક મિત્રની ખોટ હતી, પણ આ મિત્રાચારી કબુલ રાખવાની મારી છાતી ચાલી નહીં–તેમ વળી ના કહેવી તે સુખના પંજામાંથી ઝુંટાઇ ગયા સરખું હતું.

" તારી મરજી વિરૂદ્ધ હું તને કદી રોકી રાખવાનો નહીં. " તેણે કહ્યું અને તે મગરૂરી તથા ઠપકાના એવા મિશ્રિત અવાજે હતું કે, એકદમ મારૂં મોં ઉચું કરીને તેના તરફ જોયા વિના મારાથી રહેવાયું નહીં અને તેના ચેહેરા ઉપરથી જણાઇ આવ્યું કે, મારી વર્તણુકથી તેને હૃદય ભેદક ઘા લાગ્યો હતો. " પણ અરે! " તેણે હવે એકદમ ગર્વ છોડીને નમ્ર અને દિલગીરી ભરેલા ઠપકાના અવાજે કહ્યું. " જે બનાવથી તારે અને મારે પેહેલી ઓળખાણ થઇ તેથી મારે કેવું અને કેટલું દુઃખ સેહેવું પડયું છે, તેજ જો તેં જાણ્યું હોય—"

" દુઃખ સેહેવું પડયું ? " હું ઉંડી દિલગીરી સાથે મોટેથી બોલી.

" હા. " તેણે કહ્યું. " તને સાંભરતું નથી કે, ફરદુનજીએ તે દહાડે મને કહ્યું હતું કે મારે તેને સતોષ આપવો ? "

" સંતોષ " હું જલદીથી બોલી અને તેજ પળે મને યાદ આવ્યું કે, તે અરસામાં દ્વંદયુદ્ધ વિષે મે સાંભળ્યું હતું.—" શું તે ખરૂં છે કે,—? "

" હા, તે ખરૂં છે અને તે ખરેખરૂં છે. " તેણે હસીને કહ્યું. "રેડીમની લોજના તે બનાવ પછી બેદહાડે મારે ફરદુનજી સાથે દ્વંદયુદ્ધ રમવાની જરૂર પડી અને તેમાં મારે ડાબે હાથે જખમ થયો."

" જખમ થયો ? " મેં હવે તેની તરફ દેહેશત ભરેલી ન-

જર કરીને મોટેથી પુછયું અને મારા સઘળા વિચારો તેજ વિષય ઉપર સજ્જડ ચોટયા.

" હા, મને ઇજા થઇ હતી અને હમણાં સુધી મારા હાથને ઝોળીમાં રાખવો પડયો હતો. " તેણે કહ્યું. " થોડા દહાડા થયાજ તદ્દન આરામ થયોછે. "

" મારે વાસ્તે તમારે દુઃખ સહેવું પડયું ? " મેં એક બાઈને છાજતા પ્યારથી તેને વાસ્તે ઉંડી લાગણી બતાવીને કહ્યું.

" કાંઈ નહીં સુનાંબાઇ, એમાં શું? " તેણે હજુ હસ્તે મોઢે કહ્યું. " મેં તને આ હકીકત કહી તેમાં મારી મતલબ સ્તુતિપાત્ર ગણાવવાની નથી. ખરેખર હું જાણતો નથી કે, મેં તને શાવાસ્તે કહ્યું—અને એમ કરવામાં મેં કદાચ ખોટું કીધું.—"

" ના, ના. તમે વાજબી કીધું છે સાહેબ, " હું બોલી. " કારણ કે તેથી તમારો ઉપકાર મારા ઉપર કેટલો થયોછે તેનાથી હું જાણીતી થઇ; પણ અરે ખુદા ! તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? " અને ફરીથી પીરોજશાની સ્થીતિ સાથે મારી સ્થીતિની અતિ ગરીબાઈ સરખાવવાનો વિચાર દુઃખદાયક રીતે જોર ભેર આવ્યો.

તે કાંઈ બોલ્યો નહીં અને લાંબા વખત સુધી ચુપ રહ્યા પછી જાણે હવે તેને ચુપકી દુઃખદાયક લાગતી હોય એમ દેખાઈને કહ્યું. " તું અહિં અમદાવાદમાં કેટલું થયાં આવી છે. ?"

" બે મહિના થયા. " મેં જવાબ આપ્યો. " પણ જેમ બને તેમ જલદી છોડવા ચાહુંછું અને હવે સાહેબ હું માફ માગીને આપનાથી જુદી પડવાની રજા લઊંછું; પણ હું જાઉં તે અગાઉ તમે

મારે ખાતર જે દુઃખ સહન કર્યુંછે તેને વાસ્તે મારી દિલગીરી તથા જે માયાળુપણું મારી ઉપર દર્શાવ્યુંછે તેને માટે મારો આભાર જણાવવા દો. ”

“ એક શબ્દ વધારે. ” તે પણ મારી સાથે ઉઠીને બોલ્યો. “ પરદુનજી સાથે મારે તે કજીઓ થયો તેને લીધે મેં મારી અસલ નોકરી છોડી નવી નોકરી અંગીકાર કરીછે અને તે નોકરી અહિંજછે તેથી હું હાલ અમદાવાદમાંજ છું. હવે મને કહે સુનાંગાઇ, ” તેણે ઉત્કંઠા બતાવીને પુછ્યું. “ તું મને ફરીથી મળીશ? તારી વાતચિતથી મને ઘણી દયા આવેછે અને તેથી મારા ઉપર મેહેરબાની કરીને હું કહુંછું તે સાંભળ. હું તને કદી નારાજ કરીશ નહીં તને કદી જરાપણ માઠું લાગે એવી મારી વર્તણુક છે ? ”

“ ના, મિ૦ પીરોજશા, ના. ” મેં કહ્યું. “ પણ તેમ એક મોટા હોદ્દાદાર અને તમારી સાથેહું એક ગરીબ—કંગાળ—ચાકરડી આવી જાહેર જગામાં ઉભી રહીને વાત કરૂં—”

“ અને એટલા વાસ્તે હું તને કહુંછું કે, તને અનુકુળ આવે એવી જગાએ તું આવ. ” તેણે મને બોલતી અટકાવીને કહ્યું. “ ત્યાં આપણે જરા વધારે વાર બેસીને વાતો કરીએ. હું તને ખાત્રી કરી આપુંછું કે, જે શબ્દો મારા હોઠમાંથી નિકળશે તે મિત્રાચારી ભરેલા—ભાઈના બેહેન તરફના શબ્દો જેવા પાક અને પવિત્ર હશે. મારે તવંગર સગાંછે. ધનવાન દોસ્તો છે તેમાંના ઘણાં કુટુંબવાળાં છે. હું તેઓને તારા વિષે ભલામણ કરીને તારે વાસ્તે એક સારી નોકરી મેળવી આપીશ. ત્યાં તારી સારી બરદાસ્ત કરવામાં આવશે. ”

“ ફરી ફરીને મીરોજશા, ” મે અતિશય પીગળીને કહ્યું.

"હું તમારો ઉપકાર માનુંછું, પણ તમે જાણોછો કે, તમારા હાથથી આ મેહેરબાની કબુલ રાખવાને મારી હિંમત ચાલતી નથી. હમણાંજ તમે મને કહ્યું કે, ભાઇ પોતાની બેહેન તરફ બોલે તેમ તેમ મારી સાથે બોલવા ઇચ્છોછો. અરે ! સાહેબ, ત્યારે જો તમે એક વહાલી બેહેન તરફ જેટલી માયા અને ક્ષમા દર્શાવો એવીજ રીતે મારી સાથે ચલાવવા ચહાતા હો તો, મને અહિંથી એકદમ ચાલી જવાની રજા આપશો અને ફરીથી જો તમે મળો તો જાણે તમે મને ઓળખતાજ નથી એમ માનીને મારી પાસે થઇને ચાલ્યા જવું; નહીં તો જે મિત્રાચારી, જે મમતા અને જે ક્ષમાથી તમે મને માન આપવાની ઇચ્છા ધરાવોછો, તેજ મમતા, તેજ મિત્રાચારી અને તેજ ક્ષમા ભવિષ્યમાં મારા લાભોને હાનીકારક થઈ પડશે. "

એમ કહીને હું ચાલી નિકળી અને પાછું ફરી જોવાની હિંમત ધર્યા શિવાય ઉતાવળે પગલે આગળ વધી. દરેક પળે મેં ધાર્યું કે, મારી પાછળ આવતાં પગલાંનો અવાજ હું સાંભળીશ. પણ નહીં— મને વધારે રોકવાનો પ્રયત્ન કર્યા શિવાય જવા દીધી.

અને હવે જુવો કે, માણુસ જાતનું મન કેવું અવળું, કેવું કમ અક્કલ અને કેવું સ્વાર્થી છે; કારણ કે જેની હું ધાસ્તી રાખતી હતી તે ન થયું ત્યારે મને અતિશય માઠું લાગ્યું અને ઉદાસ થવા લાગી. મેં ઉંડા મન સાથે વિચાર કીધો કે, જો પીરોજશા પીટીટ મારા ભલામાં એટલું હેત ધરાવતો હોત તો મને રોકવાને એક વધારે પ્રયત્ન કર્યા વિના જવા દેતજ નહીં.

પણ જ્યારે હું આ વિચારોમાં લીન થયેલી મને માલમ પડી ત્યારે હું મારી પોતાની ખામી તરફ ખેદ ધરીને અચરત થઈ અને

મારી સઘળી સદ્‌ગુણી વૃત્તિને મદદે બોલાવી મારી પ્યારી માના શિખવેલા વખાણવા યોગ્ય દાખલાઓ અને અતિ ઉત્તમ શિખામણોનો વિચાર કરવા લાગી; પણ આ વિચારો તેઓની પવિત્ર અસર સાથે મારા મનને યોગ્ય સ્થળે લાવવાને પુરતા શકિતવાન થયા નહીં; કારણ કે જેમ જેમ હું વધારે ગંભીર અને વધારે નીતિવાન થવા લાગી તેમ તેમ તે સુંદર જુવાન જેણે મારે વાસ્તે પોતાની જીંદગી જોખમમાં નાંખી હતી તેની મૂર્તિ વચ્ચે આવવા લાગી અને જ્યારે મારા સરખી એક રંક દાસીને વાસ્તે તેને આજારી, ફિકકો અને ઘાયલ થએલો તેનો એક હાથ ઝોળીમાં સહીત મારી કલ્પનામાં મેં જોયો ત્યારે મારી છાતી અતિ કોમળ ઉભરાઓને શરણ થતી જણાઇ.

ખરેખર મારી મનોવૃત્તિ એટલી ગભરાયેલી સ્થીતિમાં આવી પડી હતી કે, મારાં પગલાં પાછાં સીધાં ઘર તરફ વાળવાને મારી હિંમત ચાલી નહીં; પણ ધાર્યું કે, " કોઇ એકાંત જગામાં કોઇ ફરવા આવનારમાંથી મને જુએ નહીં ત્યાં એકલી બેસીને ખુબ રડું અને મારી મુંઝાતી છાતીને ખલાસી આપું. " એ વખતે સાબરમતી નદીના આરાનું તથા અમદાવાદના કિલ્લાનું રીપેર કામ ચાલતું હતું તેથી પથ્થરના મોટા ઢગલાઓ આસપાસ ખડકયા હતા. આવા એક મોટા ઢગલાની વચ્ચે હું પેઠી તો એક ખુણામાં મેં એકાંત જોઈને મારા મનને શાંતિ આપવાના ઇરાદાથી ત્યાં બેસી ગઇ અને તરત મારી મનસ્વી કલ્પનાઓને શરણ થઇને મેં ઉપર કહ્યા તે વિચારોમાં હું લીન થઇ. એવામાં મને જણાયું કે, મારી પાસેજ પણ ઢગલાની બીજી બાજુએ કોઈ વાતો કરતું હતું. મારી

કલ્પનાઓ એટલી હદ સુધી પહોંચી કે, મારી થોડીક શુદ્ધિ મેં ખોઇ દીધી અને અરધી બેભાન અવસ્થામાં આવી પડી. એવામાં મારી પાસે થતી વાતચિત મારા કાન ઉપર આવ્યા કરતી હતી. આ પ્રમાણે મારી મરજી વિના તે વાત મેં સાંભળી.

" હું કહુછું કે, પૈસા તમારે આપવા પડશે અને તે લીધાવિના હું રહેનાર નથી. " એક ઓરતના ગુસ્સા ભરેલા અવાજે કહ્યું. " શું, તમે એમ ધારોછો કે, અમને ભિખારી ગણીને કકડો રોટલો તમે આપોછો તેથી હું આ બે બાળકોને રાખી શકું ? ના, ના. એમ થશે નહીં. એક મહિનાના દસ રૂપિયાથી શું થાય ? અડવાડીયાના ફક્ત અઢી રૂપિયા તેમાં તે બિચારાંઓનું શું થાય ?—આ છોકરાં હવે મોટાં થયાં છે. મારા જેઠલો ખોરાક તેઓને જોઇએછીએ. હું તમને કહુંછું કે, મારાથી હવે દુઃખ સહન થઇ શકશે નહીં અને જો તમે પુરતું ગુજરાન ચાલે એટલા પૈસા આપશો નહીં, તો આ બંને છોકરાંને તમારે ઘેર નાંખી જઈશ અને હું મજુરી કરીને પેટ ભરીશ. "

" ચુપ, ચુપ. " એક મરદના અવાજે કહ્યું. પણ તે એવા ધીમા અવાજથી હતું કે તે પછી તે શું બોલ્યો તે હું સમજી શકી નહીં. અગર જો કે, તેણે બે ત્રણ મિનિટ સુધી જુસ્સાથી વાત કર્યા કીધી હતી.

" તમારી આબરૂ જાળવવાની વાત કરોછો ? ખરેખર ! " તે ઓરત અગાઉ કરતાં વધારે ગુસ્સાથી બોલી. " જ્યારે તમે મારી આબરૂ જાળવવાને બીલકુલ દરકાર રાખી નથી ત્યારે તમારી આબરૂ જાળવવા-વાસ્તે મારે શાવાસ્તે દરકાર રાખવી ? હુ જ્યારે પેહે-

લી તમારી નોકરીમાં દાખલ થઇ ત્યારે હુ એક ભલી અને સદ્ગુણી છોકરી નહોતી ? અને તમે મારો નાશ કર્યો નથી ? અરે ! હું જાણુંછું કે, તમે શુ કહેશો ? તમે કહેશો કે, તમે મારે વાસ્તે તમારાથી બની એટલી મેહેનત કીધી. મારે વાસ્તે દાકતરો બોલાવ્યા હતા. ધાવ રખાવી હતી, પણ તેમાં શુ ? તમે કાંઇ ઉપકાર કર્યોછે? તમે તમારી ફરજ બજાવી છે. તમે મને ભોળવી છે. છોકરાં તમારાં પોતાનાં છે. અરે ! હુંજ મૂર્ખ કે, આ નાશકારી સંબંધ ફરીથી તાજો કરવા દીધો. જ્યારે હું બીજા આબરૂદાર કુટુંબમાં નોકર રહી ત્યારે તમે મારી પાછળ ન આવ્યા ? અને બીજી વેળા પાછી મને ન ભુલાવી ? અને હવે હુ અહીં બે છોકરાં—તમારાં બાળકો સહીત નિરાધાર પડીછું." તેણીએ જુસ્સાથી વધારો કર્યો.

હવે મને પુર્ણ શુદ્ધિ આવ્યાથી હું સમજી શકી કે, એ વાતચિત ઘણીજ ખાનગી હતી. હું ત્યાંથી છુપી રીતે નાસી જવાનો ઇરાદો કરતી હતી; એવામાં મરદના અવાજને ફરીથી સાંભળ્યો અને તે એટલે મોટેથી હતુ કે, હું તે સંપુર્ણ રીતે સમજી શકી. એટલુંજ નહીં પણ મેં તે તરત ઓળખ્યો: અરે ! ખુદા; જે આ પ્રમાણે બોલતો હતો તે મારો શેઠ પેસ્તનજી પાવડી પોતે હતો. હું ગભરાઈ જવાથી તેજ જગ્યાએ ખીલાની પેઠે જડાઈ રહી.

"તે સઘળું સાચું છે અને તે ઠીક થયું છે." તેણે અરધા ધમકાવતા અને અરધા પતાવતા અવાજે કહ્યું. "પણ આપણા સંબંધને લીધે જેમ તને દુઃખ પડયું છે તેમ મને પણ પડયું છે. મારી ઓરતે તે ન શોધી કાઢયું ? સઘળું તેણી જાણતી નથી ? હા—અને તારા બાળકોના પોષણ વાસ્તે હું તને વરસે સ-

વાસો રૂપિઆ આપું છું તેથી પણ તેણી કાંઈ અજાણી છે ? ”

“ અરે ! ખરેખર. ” તે ઓરત બોલી. “ હું જાણું છું કે, તમારી ધણીઆણીને માટે તમે કેટલી દરકાર રાખો છો ? ગરીબ બિચારી ! તેણી મારા વર્ગની છે તેથી મને તેણીના ઉપર દયા આવ્યા વિના રહેતી નથી. તમારી સઘળી બેવફાઈને વાસ્તે તમારી તરફ ઠપકા ભરેલી રીતે જોવાની પણ તેણી હિંમત ધરી શકતી નથી. તમારી ચાલ ચલણને માટે ઠપકો આપવાનો સંતોષ પણ તેણીને નથી. ના. તે બિચારીને નીચી મુડીએ સઘળું ધીરજથી સહન કરવું પડે છે. પણ હું તમને કહું છું પેસ્તનજી, કે આવી નિર્દય અને જુલમી રીતે મારી સાથે વર્તો નહીં. મારાં બાળકો તે તમારાં છે. અને તેનો સાક્ષી તે પાક પરવર દેગાર છે તથા તમે પણ જાણો છો; એટલા સારૂ તેમને વાસ્તે સારો બંદોબસ્ત તમારે કરવો પડશે. હું આડી થવા માગતી નથી. કામ કરવામાં હું વાંધો લેતી નથી અને ખુદા જાણે છે કે, મને કામ મળે છે ત્યારે સવારથી સાંજ સુધી મારી સોય હું કેવી ચલાવું છું, પણ હાલમાં મારા સારા સારા ગ્રાહકો તુટી ગયા છે અને તે સઘળું તમારે લીધેજ થયું છે, લોકોને માલમ પડે છે કે, હું દુરાચારી છું અને વિધવા કહેવડાવવાનો ઢોંગ કરૂં છું પણ વિધવા નથી અને તેઓ મને કામ આપવાની ના કહેછે; એટલુંજ નહીં પણ તેઓના બારણામાંથી મને તુચ્છકારી હાંકી કાઢેછે. મારાં બાળકોને ભુખે મરતાં હું જોઇ શકતી નથી અને હવે તમે જાણો છો કે, આજે સવારે મેં તમને મને મળવા શા વાસ્તે બોલાવ્યા છે ? ”

“ વારૂ, રૂપાં. ” મારા શેઠે લાંબા વખત સુધી ચુપ રહ્યા

પછી કહ્યું. " તારે વાસ્તે શું કરવું તે ખરેખર હું સમજી શકતો નથી. આજ કાલ બેપાર પડતી સ્થીતિમાં છે અને હરીફાઇથી મારા જેવા સઘળા વેપારીનું સત્યાનાશ જશે. "

" અરે ખરેખર, તમારૂં સત્યાનાશ જશે નહીં ત્યારે બીજા કોનું જશે ? " તે ઓરતે મશ્કરીના હાસ્ય સાથે કહ્યું. "જ્યાંસુધી તમારા કબાટ માંહેની ચીજો વાપરવાનું કાવત્રું કરો છો ત્યાં સુધી તમને શું હરકત થવાની છે? અરે ! મારી તરફ આવી રીતે જુઓ નહીં તમે સારી પેડે જાણો છોકે, તમારા તે કિંમતી કબાટની ગુપ્ત વાત હું જાણી ગઇ છું. અરે! હજુ પણ તમારાં તે અસલી કાવત્રાં તમે સાચવી રાખ્યાં છે? અને રવિવારની સવારનો એકાંત વખત તમારા ધ્યાન ધરવામાં અર્પણ કરો છો? " અને અહિં ખરેખર ઘણી વખાણ પાત્ર રીતે તે કોઇ રૂપાંએ જે પવિત્રતાના ડોળ ઘાલુ અવાજે મારા શેઠને આવા પ્રસંગે બોલવાની ઢબ હતી તે અવાજની બરાબર નકકલ કરી. " રૂપાં, આજે મારા ઉપર એટલી કરડી કેમ છે? પોતે જાણે બીનો હોય એવો અવાજ કરીને તેણે પુછયું.

" કરડી, ખરેખર ! " તેણી બોલી અને જેમ તેણીએ બોલવું જારી રાખ્યું તેમ તેણીનો અવાજ વધારે કરડો થવા લાગ્યો. " શું, તમે એમ ધારોછો કે, હું તમને ચાહું છું ? ના, ના; હું તમને એક વેળા ચાહતી હતી પણ હવે તો ધિક્કારૂં છું; હું તમને તુચ્છકારૂં છું, કારણ કે તમે અતિ નિચ, નિર્દય અને બેહદ દુરાચારી છો, તેથી જે તમને ઓળખતું હોય તે તમને ધિક્કાર્યા વિના સહેજ નહીં અને હું તમને ધિક્કારૂં છું તેમાં પણ—કોણ

જાણે શા કારણથી તે હું સમજી શકતી નથી—હું અદેખીથઇ છું."

"અદેખી?" મારા શેઠે આશ્ચર્યકારક અવાજથી બૂમ પાડી.

"હા, અદેખી" તે ઓરતે ભાર દઇને ફરીથી કહ્યું. "પણ તમારી ગરીબ ધણીઆણીને લીધે નહીં. ના, ના. તેણીને વાસ્તે નહીં; કારણ કે હું જાણું છું કે, તેણી બિચારી તમારા ઘરમાં એક ગુલામડી કરતાં ઉંચી સ્થીતિમાં નથી અને તે બિચારી તરફ તેણીના ધણીનો વિશ્વાસ કે પ્યાર કાંઈ નથી; પણ તમારા છાપરા તળે કોઈ બીજી છે.—અરો હવે તમે ચમક્યા છો. હવે ગુન્હેગાર જેવા દેખાઓ છો."

"ખુદા માથે રાખીને હું કસમ ખાઉં છું" મારો શેઠ બોલ્યો. "કે મારા ધારવા પ્રમાણે સુનીને હું સદ્‌ગુણી ગણું છું."

"વારૂ, કદાચ તમે હજુ સુધીમાં તમારી હુશિયારી તેણીને નહીં બતાવી હોય તેમાં શું?" તેણી બોલી. "પણ તે બિચારીને તમે બચી જવા દેશો એમ મનાય નહીં, હું તમારે ઘેર નોકર હતી ત્યારે પેહેલાં થોડા મહિના સુધી તો તમે મારી તરફ કેવી સારી વર્તણુંક ચલાવી, પણ પછી એક દહાડે મને સારી પેઠે યાદ છે કે, તમે બાપને છાજતા પ્યારથી મારા ગાલ ઉપર ટાપલી મારી અને પછીથી તમારી કુડી ઝાળ—રફને રપતે તમે મારી આસપાસ ગુંથવા માંડી. હું ધારૂં છું કે, તેજ પ્રમાણે સુનીને વારને પણ કરશો એમાં શક નથી; પણ સાંભળો. જો તમે પેહેલાં વેહેલાં તે છોકરીને હાંકી કાઢશો નહીં અને પછીથી અમારૂં સારી રીતે ગુજરાન ચાલે એવો બંદોબસ્ત કરશો નહીં, તો આખા ગામમાં તમારી ફજેતી થયેલી જોશો."

" મુર્ખ શું થાય છે રૂપાં ?" મારા શેઠે તેણીને પટાવવા માંડી. "મારા ઘર સંબંધી કામમાં કોઈ પણ રીતે વચ્ચે ન પડવાનું વચન આપ અને હું તને હમણાંજ ૫૦ રૂપિયા આપું છું તથા મહિનાનો પગાર વધારી સાડાબાર રૂપિયા કરી આપું છું"

" વારૂ , ત્યારે, " તેઓના કજીઆનું છેવટ આવ્યું હોય એમ તેણીએ કહ્યું. " મારે કાંઇ કજીઓ કે કંકાસ કરવાની ઇચ્છા નથી."

" લે. ત્યારે આ બેન્કનોટ. " મારા શેઠે કહ્યું.—" અને યાદ રાખ કે તેં વચન આપ્યું છેકે—"

" સુનીને તમારા કબજામાં રહેવા દેતાં કાંઈ હરકત કરવી નહીં. " તેણીએ જવાબ આપ્યો. " એતો તમને અધાટ આપી પણ લાવો રૂપિયા અને મને જવા દો.

" સલામ છે રૂપાં, " મારા શેઠે કહ્યું " ખરેખર તું આજે ઘણી સુંદર દેખાય છે. સાબરમતિની હવાએ તને નવો રંગ આપ્યો છે. આવ. માત્ર એક બચ્ચી."

" નહીં, એક નહીં. " તેણીએ કહ્યું. " કારણ કે હું તમને ધિક્કારૂં છું. "

આ પછી તરત પગલાંનો અવાજ સંભળાયો અને થોડીવાર પછી મારા શેઠનાં ભારે પગલાં પણ મેં સાંભળ્યાં. મારા નસીબે બાળક આ સઘળા વખત દરમ્યાન ભર ઉંઘમાં સુઇ રહ્યું. હું પણ જાદુથી જડાઇ રહી હોઉં તેમ સજ્જડ પુતળાની પેઠે સ્તબ્ધ બેસી રહી; પણ તે બેમુલો વાતચિતમાં મારૂં નામ ભેળાયેલું સાંભળતી વખતે મારો ક્રોધ કેટલી હદ સુધી પહોંચ્યો હશે તેનો વાંચનારે ખ્યાલ કરવો મારે આખે શરીરે કમકમાટ છુટયો અને મારી જગ્યાએથી નિકળી તે વાત કરનારાંઓની સામે જઇ મારૂં નામ વધારે વાર લેવાની મના ન કરતાં મારાથી ચુપ કેમ બેસી રહેવાયું તે હું જાણુતી નથી.

# જાહેરખબર.

## સુનાંબાઈ સુતારણ.

એક વારતા.

## ભાગ બીજો.

આ પેહેલા ભાગ જેટલા કદ, રૂપ અને રંગથી આવતા સપ્ટેંબર માસની પેહેલી તારીખે બાહાર પડશે. તેની લાયકીના નમુના તરીકે આ પેહેલો ભાગ આપની સનમુખ રજુ છે તે વાંચવાથી ખાત્રી થશે. ગ્રાહક થવા ઇચ્છનારે તેની કિંમતના આઠ આના તથા ટપાલ ખર્ચનો એક આનો મળી કુલ નવ આના તા. ૨૦ મે સન ૧૮૮૯ સુધીમાં મોકલી આપવા કૃપા કરવી. નાંણાં અગાઉથી નહીં મોકલનારને ચોપડી તૈયાર થયેથી વેલ્યુપેએબલ પાર્સલ તરીકે મોકલવામાં આવશે. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી આઠ આના અને પાછળથી દસ આના લેવામાં આવશે. તા.૧-૫-૮૯

**આત્મારામ નારણજી સવાડી.**

દેવજી ભગતની ધર્મશાળા પાસે.

**ભાવનગર.**

## સૂચના.

અમે હેંડબીલમાં આ પુસ્તકનાં આઠ ફોર્મ આપવાની કબુલત આપી હતી, પરંતું અમને ઉદાર ગ્રાહકો તરફથી વધારે આશ્રય મળવાથી તેમાં બે ફોર્મનો વધારો કરી આ પુસ્તક દસ ફોર્મનું બનાવવામાં આવ્યું છે. પુસ્તકનો વધારો તેના કદરવાન ગ્રાહકો ઉપર આધાર રાખેછે. તા. ૧-૫-૮૯

**આત્મારામ.**